

# श्रीभारतवर्षीय औदीच्यब्रह्मसमाजना नवमा संमेलननो वृत्तांत.

નવમા સંમેલનનું સ્થળ

શ્રીઆનંદાશ્રમ, બીલખા, કાઠિયાવાડ.


છપાવી પ્રકટ કરનાર

શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજતરફથી

દલસુખરામ મગનલાલ દવે. સામાન્યમંત્રી.

રાજનગર. (અમદાવાદ.) ગુજરાત.

સંવત ૧૯૬૯. ખ્રીસ્તાબ્દ ૧૯૧૩.

પ્રથમાવૃત્તિ. પ્રતિ ૫૦૦.

આ પુસ્તક મળવાનાં સ્થળો:—

સામાન્યમંત્રી, શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજ, હીંગળોકજોષીની પોળ, ખાડીઆ, અમદાવાદ; તથા વ્યવસ્થાપક, શ્રીઆનંદાશ્રમ, બીલખા, કાઠિયાવાડ.

સનાતનધર્મ પુસ્તક પ્રસારક મંડળનું કાર્યાલય-અમદાવાદ.

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય રૂ. ૦-૨-૦.

# અનુક્રમણિકા.



## કેટલુંક સ્પષ્ટીકરણ.

વૃત્તાંતમાં બધાં ભાષણો, કાવ્યો ને દરખાસ્તો આદિ પૂરેપૂરાં આપવામાં આવે તો ગ્રંથનું કદ વધી જાય, ને તેથી પડત ભાવે આપતાં પણ મૂલ્ય વધારે રાખવું પડે, તેથી પ્રથમનાં ત્રણ ભાષણોના અગત્યના ભાગ, બીજાં ભાષણોના સાર, ને પ્રત્યેકની એક એક કવિતા આપવામાં આવી છે. ભાષણોમાં જ્યાં ચોકડી મૂકવામાં આવી છે, ત્યાં થોડો ભાગ મૂકી દેવામાં આવ્યો છે એમ સમજવું, ને જ્યાં * આવું ચિહ્ન મૂક્યું છે ત્યાં વિભાગ ( પેરા ) મૂકી દેવામાં આવ્યો છે એમ સમજવું.

અભિનંદનના તારો તથા કાગળ મોકલનારાઓનાં નામો પરિશિષ્ટમાં આપ્યાં છે, ને તેમાં જેમાંથી જ્યાં જેટલું વિશેષ લખવાયોગ્ય જણાયું ત્યાં તેટલું લખ્યું છે.

ॐ

# શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજના નવમા સંમેલનનો ઉપોદ્‌ઘાત.

---

આ નવમા સંમેલનમાટે સંવત્ ૧૯૬૮ ના જ્યેષ્ઠસુદિ ૨-૩-૪ તા. ૧૮-૧૯-૨૦ મે સ. ૧૯૧૨ આ ત્રણ દિવસો નક્કી કરી તે વેળા કામકાજ કરવામાટે નીચે લખેલા ગૃહસ્થોની નીમનોકો સંમેલનના સમયપહેલાં કરવામાં આવી હતી:—

શ્રીયુત **ગણુપતરામ અનુપરામ ત્રવાડી.** સુરત. સ્વાગતમંડળના પ્રમુખ.
,, **દયાશંકર મોતીરામ જાની.** વઢવાણ. ,, ઉપપ્રમુખ.
,, **જમિયતરામ નરભેરામ ત્રવાડી.** સુરત. મંત્રી, સ્વાગતમંડળ.
,, **ભાઈશંકર ધનજી દવે.** સીહોર. ,, ,,
,, **કાનજી જાદવજી દવે.** બીલખા. કોશાધ્યક્ષ, ,,
,, **હરગોવિંદ અજરામર પંડ્યા.** ભાવનગર. સ્વયંસેવકોના મુખ્યાધિકારી.
,, **મહાશંકર છગનલાલ રાવળ.** } ભાવનગર. હિસાબ તપાસ-
,, **ઓધવજી હીરજી બધેકા.** } નારાઓ.

યોગ્ય સમયે યોગ્ય ગૃહસ્થોને તથા યોગ્ય સ્થળોનાં પંચો વગેરેને છાપેલી નિમંત્રણપત્રિકાઓ મોકલાઇ હતી, અને વર્તમાનપત્રોમાં ને માસિકોમાં તે હકિકત પ્રકટ કરાવી હતી. સ્વયંસેવકો વૈશાખવદિ ૩૦ ને દિવસે આવ્યા હતા, ને પ્રતિનિધિઓ તથા પ્રેક્ષકોનું આગમન જ્યેષ્ઠસુદિ ૧ ને દિવસે થયું હતું. સ્વાગતમંડળના અધિકારીઓ તથા સામાન્યમંત્રી તે દિવસોથી પહેલા આવ્યા હતા.

મંડપની બહારના ભાગોમાં સ્થળે સ્થળે ધ્વજપતાકાઓ રાખવામાં આવી હતી. મંડપમાં નીચે શેતરંજીઉપર લાલ મધરાસી પાથરી મંડપમાં પ્રવેશ કરવાના માર્ગો તથા બેસવાના વિભાગ સૂચવવામાં આવ્યા હતા. ત્યાં ( મંડપમાં-શામીઆનામાં ) પ્રતિનિધિઓ તથા પ્રેક્ષકોમાટે જમીનઉપર બિછાયત કરી બેઠક કરવામાં આવી હતી. પ્રમુખશ્રી તથા સંભાવિત ગૃહસ્થોમાટે ઉંચી બેઠક કરવામાં આવી હતી. મંડપમાં પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોમાટે બેસવાની જગા નક્કી કરી તે સ્થળે સ્થળસૂચક બોર્ડ લટકાવેલાં હતાં. રંગભૂમિઉપર ગાલીચાની બિછાયત કરવામાં આવી હતી. મંડપની અંદરના ભાગનો શણગાર પણ રસ-

બુદ્ધિથી કરવામાં આવ્યો હતો. ફરતાં આસોપાલવનાં તોરણો બાંધી દેવામાં આવ્યાં હતાં. તેની નીચે કાગળનાં ફૂલોની માળાથી અને ધજાઓથી મંડપને સુશોભિત કરવામાં આવ્યો હતો. વિશેષ ધ્યાન ખેંચનારી મુખ્ય વાત તો એ હતી કે જેમ આખો મંડપ પોતાની રમણીયતાથી મનઉપર પવિત્રતાની અને આનંદની છાપ પાડતો હતો તેમ તેમાં લટકાવેલા મુદ્રાલેખો પણ ઉચ્ચજીવનની દિશા તથા કર્તવ્ય સૂચવતા હતા. દ્વિજોના શુભ સંસ્કારોને જાગ્રત્ કરનારા આ મુદ્રાલેખો-આપણા જીવનને સુખરૂપ કરવાનો માર્ગ બતાવનારાં સૂત્રો-મોટા લાલ અક્ષરથી લખી, મંડપની ચારે બાજુએ લટકાવવામાં આવ્યા હતા, જે નીચે પ્રમાણે હતાઃ—

૧ સમગ્ર જ્ઞાતિના અભ્યુદયવિના અંગત અભ્યુદય નથી.

૨ **अहरहः संध्यामुपासीत ॥**—બ્રાહ્મણે નિત્ય નિત્ય સંધ્યાવંદન કરવું.

૩ **भूत्यै न प्रमदितव्यम् ॥**—ઐશ્વર્યનાં સાધનો મેળવવામાં કોઇએ પ્રમાદ ન કરવો જોઇએ.

**स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ॥**—સદ્‌વિદ્યા ભણવામાં અને ભણાવવામાં બ્રાહ્મણે પ્રમાદ ન કરવો જોઇએ.

**देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् ॥**—દેવ અને પિતૃસંબંધી કામમાં બ્રાહ્મણે પ્રમાદ ન કરવો જોઇએ.

૪ **मातृदेवो भव ॥**—તું તારી માને દેવની પેઠે પૂજનારો થા.

**पितृदेवो भव ॥**—તું તારા પિતાને દેવની પેઠે પૂજનારો થા.

**आचार्यदेवो भव ॥**—તું તારા આચાર્યને દેવની પેઠે પૂજનારો થા.

૫ **सत्यान्न प्रमदितव्यम् ॥**—બ્રાહ્મણે ભૂલથી પણ અસત્ય ન બોલવું જોઇએ.

**धर्मान्न प्रमदितव्यम् ॥**—બ્રાહ્મણે ધર્મના કામમાં લેશ પણ પ્રમાદ ન કરવો જોઇએ.

**कुशलान्न प्रमदितव्यम् ॥**—બ્રાહ્મણે કુશળતાનાં સાધનો સંપાદન કરવામાં પ્રમાદ ન કરવો જોઇએ.

આ સર્વ ઔદીચ્યબ્રાહ્મણોનું કર્તવ્ય સૂચવનારાં બોર્ડો, મંડપની શોભાનો અને સાથે સાથે આ સમાજના કાર્યના એક મહાન્ અંગનો બોધ આપતાં હતાં.

આનંદાશ્રમના બહારના દરવાજાઉપર **स्वागतम्** આ શબ્દ સોનેરી અક્ષરે લખી, એક બોર્ડ લટકાવી દેવામાં આવ્યું હતું, અને આનંદાશ્રમના મુખ્ય દરવાજાઉપર હમેશને માટે અંકિત કરેલો દ્વિજજીવનનો ઉદ્દેશ સૂચવતો **यतो धर्मस्ततो जयः ॥** એ લેખ શોભી રહ્યો હતો. મંડપના

પ્રવેશદ્વારઉપર "**શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજનું નવમું સંમેલન. સંવત્ ૧૯૬૮.**" એવો લેખ ટાંગવામાં આવ્યો હતો.

જેઠસુદિ ૧ ની સાંજે ટ્રેનમાંથી સંભાવિત ગૃહસ્થો ઊતરવાના હોવાથી, અગાઉથી આવી ગયેલા થોડા પ્રતિનિધિઓની સાથે સ્વયંસેવકોનો સમૂહ, તેમનું સ્વાગત કરવામાટે હાથમાં વાવટા લઈ, આગગાડી આવ્યાપહેલાં અર્ધા કલાકે સ્ટેશનઉપર ગયો હતો. આગગાડી આવી પહોંચતાંજ "ઔદીચ્યબ્રહ્મસમાજનો જય" એવા ત્રણ પોકારો થયા હતા. જુદા જુદા રંગના વાવટાઓ, સ્વયંસેવકોના કેસરી સાફાઓ, ને ગૃહસ્થોની જુદી જુદી તરેહની પાઘડીઓ ને ફેંટાથી સ્ટેશનની શોભા અવનવી લાગતી હતી. આગગાડીમાંથી ઊતરેલા ગૃહસ્થોને બહુ માન આપી, તેમને સાંજના સાત વાગ્યાના અરસામાં આનંદાશ્રમમાં માનપૂર્વક તેડી લાવવામાં આવ્યા હતા. સૌના ઊતારાની વ્યવસ્થા થયા પછી રાત્રિભોજન થયું હતું. પછી આનંદાલાપ કરતાં સૌએ યથેચ્છ પવિત્ર આનંદમાં તે રાત્રિ વ્યતીત કરી હતી.





# શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજના નવમા સંમેલનનો વૃત્તાંત.

## પહેલો દિવસ-પહેલી બેઠક.

સંવત્ ૧૯૬૮ના જ્યેષ્ઠસુદિ ૨ શનિવાર. તા. ૧૮-૫-૧૯૧૨.

આજે આ સંમેલનના કાર્યવાહકોએ પ્રાતઃકાળમાં વહેલા ઊઠી પોતપોતાના કાર્યનો પ્રારંભ કર્યો હતો. શનિવારના સાડા છ વાગ્યા-પહેલાં રંગભૂમિની ઉપર શ્રીવેદપૂજામાટેનું તથા શ્રીસરસ્વતીપૂજામાટેનું પવિત્ર દ્રવ્ય લાવી મૂકવામાં આવ્યું હતું. ત્યાં એક ઊંચા આસન-ઉપર શ્રીવેદનું પુસ્તક શ્રીસરસ્વતીની પ્રતિમાસહિત પધરાવવામાં આવ્યું હતું. પ્રમુખશ્રીમાટે મધ્યસ્થળે સિંહાસન ગોઠવાયું હતું. વર્તમાન-પત્રાદિના વૃત્તાંતલેખકોમાટે અને સમાજતરફથી સમાજનો વૃત્તાંત લખનારમાટે પ્રમુખશ્રીની જમણી બાજુએ રંગભૂમિની સમીપ બેઠકો ગોઠવાઇ હતી. સિંહાસન અને વૃત્તાંતલેખકોની વચ્ચે વક્તામાટે ખુરસી તથા ટેબલ ગોઠવાયાં હતાં.

સમાજનો વખત સવારના આઠ વાગ્યાનો છતાં સવારના સાત વાગેથીજ સ્વયંસેવકો તેમને માટે નક્કી કરેલી જગાએ આવનાર ગૃહસ્થોનો સત્કાર કરવામાટે ઊભા રહ્યા હતા, અને પ્રતિનિધિઓ તથા પ્રેક્ષકો ત્યાં વખતસર ઉત્સાહપૂર્વક આવવા લાગ્યા હતા.

વૃત્તાંતલેખકો, (રિપોર્ટરો,) આમંત્રિત પ્રેક્ષકો, પ્રતિનિધિઓ, પ્રેક્ષકો ને સ્વયંસેવકો એ સૌને પોતપોતાની જગાઓ બોર્ડો લટકાવી નક્કી કરી આપવામાં આવી હતી, તે સ્થળે તે સૌ આવીને પોત-પોતાની જગા લેવા લાગ્યા હતા.

ભસ્મના ત્રિપુંડ્રથી અંકિત થયેલા, શુભવસ્ત્રોથી ભૂષિત થયેલા, અને પ્રતિનિધિઓને, સ્વાગતમંડળના અધિકારીઓને, તથા પ્રેક્ષકોને મળેલાં રેશમી પુષ્પોથી વિભૂષિત થયેલા, દ્વિજવરોથી, ને ૐકાર ધારણ કરેલા સ્વયંસેવકોથી, મંડપનું સ્થાન અવર્ણનીય બની રહ્યું હતું.

સમાજના વખતપહેલાં પંદર મિનિટે એક સૂચક ઘંટ વગાડ-વામાં આવ્યો, તે સાંભળી સૌ સભામંડપમાં આવવા તૈયાર થવા લાગ્યા હતા. સમયપહેલાં પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોથી સભામંડપ

ભરાઇ ગયો હતો, અને પ્રથમ દિવસના કાર્યક્રમની છાપેલી નકલો વહેંચવામાં આવી હતી. પ્રમુખશ્રીને સભામંડપમાં પધરાવવામાટે સંમેલનનું કાર્યવાહીમંડળ ગયું હતું, તેમની સાથે ૮ વાગે પ્રમુખશ્રી પૂજ્યપાદ **નથુરામશર્મા**, તે ગૃહસ્થો, સ્વયંસેવકો ને વેદોચ્ચારણ કરતા વિપ્રોસાથે સભામંડપમાં પધાર્યા હતા. તે વેળા હર હર મહાદેવની ગર્જનાથી સભામંડપ ગાજી રહ્યો હતો.

આ સંમેલનમાં પધારેલા પ્રતિનિધિઓ ને પ્રેક્ષકોની નામાવલિમાટે જુઓ પરિશિષ્ટ અંક ૧.

પછી આગળથી નક્કી કરેલા કાર્યક્રમમુજબ પ્રથમ દિવસનું કાર્ય શરૂ થયું. પ્રથમ શ્રીવેદોનું અને શ્રીસરસ્વતીનું પૂજન થયું, પછી ઈશ્વિરસ્તુતિ ગવાઇ, અને પ્રમુખશ્રીને હાર અર્પણ કરાયો.

પછી સ્વાગતમંડળના ઉપપ્રમુખ શ્રીયુત **દયાશંકર મોતીરામ જાની**એ મહારાજશ્રીને પ્રમુખનું આસન લેવા વિનતિ કરતાં કહ્યું કે:—" મારા સુજ્ઞજ્ઞાતિબંધુઓ ! આપણો આ સમાજ ઘણાં વર્ષોથી યોજાયા છતાં તેનું કામ ઘણુંજ ધીમું ચાલવાસાથે બરાબર નિયમિત થઇ શકતું નહોતું. જે માટે એક સારા, પૂજ્ય, સર્વમાન્ય અને બ્રહ્મહિતચિંતક સુકાનીની જરૂર જોઇ આપણે સૌએ ગઇ સાલના **અમદાવાદ**ના સમાજમાં ત્રણ વર્ષમાટે પ્રમુખપદ પૂજ્યપાદ મહાત્મા **શ્રીનથુરામશર્મા** સ્વીકારે એમ વ્યવસ્થા કરી હતી, અને જ્ઞાતિહિતની તેઓશ્રીની તીવ્ર લાગણીને લઈ તેઓશ્રીએ તે વિજ્ઞપ્તિનો સ્વીકાર કર્યો હતો, એટલે આપણી ધારેલી ધારણાઓ પાર પડશે એમ આપણે માનીએ તો તે ખોટું નથી. પરમકૃપાળુ પરમેશ્વર મહારાજશ્રીના સુહસ્તે આપણાં કાર્ય સુધારો, અને તેઓશ્રીને આપણા ઉદ્દેશો પાર પાડવામાં સફળ કરો, એ પ્રાર્થનાસાથે હું પૂજ્યપાદ મહારાજ **શ્રીનથુરામશર્મા**ને વિજ્ઞપ્તિ કરું છું કે તેઓશ્રી પ્રમુખપદ લઈ આ સમાજનું કામ શરૂ કરે." પછી હર હર મહાદેવના નાદવચ્ચે પ્રમુખશ્રીએ પોતાનું સ્થાન લીધું હતું.

ત્યારપછી સ્વાગતમંડળના મંત્રીઓ શ્રીયુત **ભાઇશંકર ધનજી દવે**, તથા શ્રીયુત **જમિયતરામ નરભેરામ ત્રવાડી**, એમણે નીચેનું સ્વાગતકાવ્ય સુસ્વરે ઉલ્લાસપૂર્વક ગાઇ પધારેલા બંધુઓનો સત્કાર કર્યો હતો. આ કાવ્ય **અમદાવાદ**વાળા ભાઇ **શંકરલાલ કેશવલાલ ત્રિવેદી**એ બનાવ્યું હતું. આ વેળા તે બંને ગૃહસ્થોના હૃદયનો પોતાના બંધુઓપ્રતિનો શુદ્ધ પ્રેમ સ્પષ્ટ જણાઇ આવતો હતો.

## સ્વાગતકાવ્ય.

"સદા સંસારમાં સુખદુઃખ સરખાં" રાગ.

પધારો પ્રેમથી દ્વિજરાજ! બંધુઓ! અમારા;
વધાવું વહાલથી વેરી, વિવિધ કુસુમો સારાં. પધારો૦

**સાખી.**

દર્શન થવાથી તમતણાં, હરખાય અંતર અમ ઘણાં;
વિકસિત બને જ્યમ કુમુદિની, કિરણો નિહાળી શશીતણાં.
ધરા આ ધામની, પવિત્ર પૂર્ણ છે બનેલી;
મચી છે આપથી આજે, અહિં આનંદહેલી. પધારો૦ ૧

**સાખી.**

નમીએ યુગલ કર જોડી, વહાલા વીર! તમને વિનવવા;
અવિનાશીપાસે યાચવા, થાવા સફળ મનકામના.
બધા જ્ઞાતિજનોનો, ઉદય ઉદય ઉદય થવા;
કરો જ્યોતિ સુવિધાકેરી, હૃદયતિમિર જવા. પધારો૦ ૨

**સાખી.**

**મહાત્માશ્રી** આજ બિરાજીને, આપે અમોને સહાયતા;
સદ્ધર્મ ગણી પોતાતણો, અધ્યક્ષપદપર રાજતા.
થશે જયકાર એથી, ખીલશે ખીલશે શિશુભાગ્ય સારાં;
પધારો પ્રેમથી દ્વિજરાજ! બંધુઓ! અમારા. વધા૦ ૩

[પ્રતિનિધિઓ ને પ્રેક્ષકોઉપરાંત કેટલાક સદ્‌ગૃહસ્થો ને સન્નારીઓ પણ આ સંમેલનનું કામ જોવા આવ્યાં હતાં.]

ત્યારપછી સ્વાગતમંડળના પ્રમુખ શ્રીયુત **ગણુપતરામ અનુપરામ ત્રવાડી**એ પોતાનું ભાષણ[1] વાંચી સંભળાવ્યું હતું. તેમાં અતિ અગત્યનો ભાગ નીચે પ્રમાણે હતો:—

"મારા પ્રિય જ્ઞાતિબંધુઓ!

આ **આનંદાશ્રમના અધિષ્ઠાતા** અને આપણા **ભારતવર્ષીય** ઔદીચ્યબ્રહ્મસમાજના અધ્યક્ષ પૂજ્ય મહારાજ શ્રીમન્ **નથુરામશર્મા**ની આજ્ઞાનુસાર આપ આબાલવૃદ્ધ સર્વે ગૃહસ્થોનો સનાતનધર્મનાં પવિત્ર પરમાણુઓથી છવાઈ ગયેલી અને સુગંધિત થયેલી યોગભૂમિઉપર તેમના નમ્ર પ્રતિનિધિરૂપે આતિથ્યસત્કાર કરતાં આપના આ સેવકને પરમસંતોષ અને અલૈકિક આનંદ થાય છે, કેમકે તેથી ગુરુશ્રીની તથા આપ બંધુમંડળની એમ ઉભયની સેવા કરવાનો મને આ પ્રસંગને લઈને અપૂર્વ લાભ મળ્યો છે.

---

૧ આખું છાપેલું ભાષણ તે વેળા સૌ ગૃહસ્થોને આપવામાં આવ્યું હતું.

આજ આપણા સમાજનું નવમું સંમેલન છે, અને આપ બંધુઓ પાછા નિયમિત રીતે એક વર્ષે મળવાને શક્તિમાન્ થયા છો, તે માટે આપણા આચાર્યમહારાજનો ઉપકાર માનવાનો છે; અને હવે પછીને માટે પણ તેઓશ્રી એજ પ્રમાણે નિયમનું અને સમયનું પાલન કરશે, તથા કરાવશે, એવો મને વિશ્વાસ છે. ગઇ ગ્રીષ્મઋતુમાં પોતે રાજનગરમાં પધારી, દીર્ઘકાળસુધી ઘેનમાં પડી રહેલા આપણા બાલસમાજને આચાર્યશ્રીએ ઉપનયનના સંસ્કાર અર્પ્યા; અને તેને પોતાની સાથે લાવીને તેના બ્રહ્મચર્યનું યથેષ્ટ પાલન કર્યું. હવે આપણે તેમના નિયમનને વશ વર્તી–પરસ્પર ભ્રાતૃભાવના અને એકતાનાં બીજકો સ્થાપી–એ બાળકને નીરોગ બનાવી પુષ્ટ અને બલવાન્ કરવું ઘટે છે, એ કાર્યમાં આપણે વિજયી થઇએ, એ મતલબથી કહેવાની રજા લઉં છું કે, પૂજ્ય મહારાજશ્રીસાથે મને લગભગ ત્રીશ વર્ષનો પરિચય છે, તેથી હિમ્મતથી કહી શકું છું કે આપણું દુર્બળ અને ડામાડોળ થતું નાવ જે આવા ઉદારચરિત અને કુશળ સુકાનીને સુભાગ્યે સ્વાધીન કરવામાં આવ્યું છે, તેમ હવે પછી પણ સ્વાધીન કરવામાં આવશે, તો અનેક મતભેદના, અહંતામમતાના, ઇર્ષ્યાઅસૂયાના, સ્વાર્થબુદ્ધિના, મિથ્યાભિમાનના, કુસંપના અને ક્લેશના ખડક અને ખરાબામાંથી બચાવીને સુનિશ્ચિત ઉન્નતિના શાંતિપ્રદ અને સુખદાયક કિનારાઉપર તેઓશ્રી આપણને સહીસલામત ઊતારશે, એમાં મને સંદેહ નથી. એ મનોવાંછિત ફળની પ્રાપ્તિને માટે આપણને સર્વેને જે જરૂર છે, તે ધૈર્યની, શ્રદ્ધાની અને અન્યોન્ય સાહાય્યની. આપણી વર્તમાન પરિસ્થિતિ પોતાને સામાન્ય રીતે જ્ઞાત છે; ઉપરાંત આપણે પ્રત્યેકે પોતપોતાના ગામવાર જે કંઈ વિશેષ હોય, તે પ્રાંતિક શાખાસમાજો સ્થાપીને તે દ્વારા તેઓશ્રીને સામયિક–માસિક, ત્રિમાસિક, છમાસિક કે વાર્ષિક–વૃત્તાંતો મોકલી જણાવતા રહેવાની જરૂર છે; અને તેને પરિણામે આવાં સંમેલનોમાં પોતે જે પ્રશ્નો ઉપસ્થિત કરે, તે ઉપર ચર્ચા કરતાં બહુમતે જે નિશ્ચય બંધાય તે નિશ્ચયને આચારમાં મૂકવાના પોતે જે માર્ગ બતાવે, તે ઉપર આપણે નિર્ભ્રાન્ત બની ઉત્સાહ ધરી ચાલવું, અને એકબીજાને મદદ કરવી. *

આપ સાહેબો આ નવમી વાર દૂરથી કંઈ કંઈ અગવડો વેઠીને તથા દ્રવ્યનો વ્યય કરીને અહિંસુધી પધારેલા છો, તેથી સહજ અનુમાન થઇ શકે કે આપનું મન જ્ઞાતિનું શ્રેય કરવાભણી લાગેલું છે, અને તેથી જે જે કાર્યો આપના આગળ ધરવામાં આવશે, તે પ્રત્યેકને પાર ઊતારવાને દિલ વ જાનથી આપ સાહાય્ય આપશો, એવી મારી ખાત્રી થાય છે. બહુમતઆગળ આપણા મતને નમ્યું પાસું આપવું,

તે કાર્યસિદ્ધિને માટે સર્વત્ર સર્વમાન્ય સ્વીકૃત સિદ્ધાન્ત છે; અને તે સિદ્ધાન્તને અનુસરીને આપણે પરસ્પર મોટું મન રાખીને ' ખમો અને ખામોશ ખાઓ 'ના હિતાવહ ધોરણઉપર ચાલીશું, તોજ શનૈઃ શનૈઃ આપણે આગળ વધીશું; પણ પૂર્વે સૂચન કર્યું છે તે પ્રમાણે જો આપણું વર્તન દુર્ભાગ્યે તેથી ઊલટું હશે, તો આપણે આપણોજ ઘાત કરીશું, આપણો ઉદ્દેશ નષ્ટભ્રષ્ટ થઇ જશે, લોકોમાં આપણે ઉપહાસને પાત્ર થઇશું, અને આપણાં ખર્ચ તથા મહેનત બરબાદ જશે. * *

આપણા આઠ સમાજ મળ્યા, તેમાં કંઇ પણ લેખે પડે એવું કોઈ સંગીન કામ થયું નથી, અને ખર્ચ થયે છતે કંઈ ફળ નજરે પડતું નથી, તો પછી મહેનત અને ખર્ચ વેઠી એવા નિષ્ફળ સમાજો મેળવવાની જરૂર નથી, એમ કેટલાએક લાગણીવાળા જ્ઞાતિહિતૈષી સજ્જનો ઉદાસ બની જઇને બોલે છે, અને બીજા, જ્ઞાતિની અંદરના તેમજ બહારના, ઊતાવળા થઇ ઉપહાસ કરવા મંડી પડે છે, અને કહે છે કે, આ જમાનો કૉન્ગ્રેસ, ક્લબ અને કોન્ફરન્સોનો—સભા, સમાજો અને પરિષદોનો—છે. ભાષણો અને વ્યાખ્યાનોના ઢગલેઢગલા અને ઠરાવોપર ઠરાવોના કાગળોના ચોડેચોડા—માત્ર લવારો અને બકબકાટ, વાગ્બાણ અને વાણીવિલાસવિના સંગીન કામનું તો નામ ન મળે! એમ વિવિધરીતે બોલાય છે.

એકતરફથી એ પ્રમાણે નિરાશાજનક અને બીજીતરફથી ઉપહાસનાં ઉપાલંભદર્શક વચનો આપણે ચોમેરથી સાંભળીએ છીએ, અને તેમાં કંઇ સત્યાભાસ પણ પ્રતીત થાય છે, એમ આપણે કબૂલ પણ કરવું પડશે; કેમકે ઊઘાડીજ વાત છે કે આપણા સમાજની ખરી રીતે આ વીશમી વર્ષગાંઠ છે, છતાં તેણે હજુસુધી તેની ભરજુવાનીનું કાંઇ પણ કાર્યસિદ્ધ જોર જણાવ્યું નથી; એથી ઊલટું અને વ્યાજબી રીતે બોલીએ તો તેની પહેલી વીશી ગયા સમાજમાં આઠ વર્ષની જાહેર થઇ છે; એમ છતાં હું નિરાશ બનતો નથી, અને તેને મ્હેણાં મારવાને બદલે હું સમાજપ્રતિ **માનની ગંભીર અને આશાજનક દૃષ્ટિથી** જોઉં છું. *

આપણા સંસારસુધારાદિ સર્વ મંડળોનો ભેરીનાદ આકાશના પોલાણમાં પ્રથમના આરંભકાળમાં અનુત્તરિત થતો જણાતો, જવાબજ મળતો નહિ, અને જો જવાબ મળે તો તે ઠઠ્ઠા અને ઉપહાસના પડઘામાં પાછો વળતો વર્ષોનાં વર્ષોસુધી સંભળાતો જાય, અથવા તો કાળી નાઉમેદીનો પ્લુતસ્વર કાનઉપર પડતો. જો ગણાવવા જઇએ

તો ભારત રચાય એટલું પૂર થઇ જાય, તેટલી વિરુદ્ધતાઓ અને વિઘ્નો સામાં ખડાં થતાં છતાં ઉપરોક્ત વિવિધ દેશોદ્ધારક સંસ્થાઓના મહાન્ નાયકો માથે હાથ દઇ નિરાશામાં બેશી ન રહેતાં અચળ ધૈર્ય અને અડગ આગ્રહ રાખી મંડ્યાજ રહ્યા, ત્યારે છેવટે તે પ્રત્યેક-ને તેના પ્રસ્વેદથી ભરેલા શ્રમના પ્રમાણમાં તેનું યોગ્ય ફળ મળવા માંડ્યું છે, તે જેઓ વર્તમાનપત્રો વાંચીને ચાલતા જમાનાની તવારીખથી વાકેફ થતા રહે છે, તેમના જોવાજાણવામાં હોવું જોઇએ. * *

પ્રત્યેક પ્રયત્નશીલ પુરુષે નીચેના અંગ્રેજી દુહાપ્રમાણે શબ્દશઃ ચાલીને પોતાનું જીવન સફળ કર્યું છેઃ—

‘I dreamt and thought Life was a Beauty;
I woke and found Life was a Duty.’

સ્વપ્નમધ્ય મેં જોયું જે, જીવન આનંદસાર;
જાગી જોતાં જાણ્યું કે, કર્તવ્ય અપરંપાર. ૧

જ્યાં જુઓ ત્યાં સૃષ્ટિના કોઈ એક અજ્ઞાત અને અજ્ઞેય નિયમાનુસાર દેવજેવા પુરુષો અને દેવીજેવી સ્ત્રીઓ સમયે સમયે અવતરે છે, અને આ ભૂગોળઉપરનું પોતાનું પારમાર્થિક કર્તવ્ય કરીને તથા **શ્રીકૃષ્ણચંદ્ર**નાં નીચેનાં ગૂઢ વચનોને સિદ્ધ કરીને ચાલ્યાં જાય છેઃ—

**‘ यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य, तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ’**

એ પ્રમાણે દૈવી અંશનાં નરનારીઓ પૃથિવીના સર્વ ભાગમાં સમયનો પરિપાક થતાં જરૂર પડતાં જન્મે છે, અને તેને માટે છેક જુના વખતસુધી જવું પડે એમ નથી. હાલનાજ વખતમાં **ચીન** તથા **જાપાની** પ્રજાએ પોતાની ઉન્નતિ સાધવાને શું શું કર્યું છે, તેનો વિસ્તારભયને લીધે માત્ર ઇસારોજ કરીને અટકવું પડે છે. આપણા પ્રાચીન **ભારતવર્ષ**માંથી અને મધ્યકાલિક સમયના **મેવાડમારવાડ**-માંથી આપણને હર્ષસહ ગર્વ આવે એવાં અગણિત નામ અને કામ ઇતિહાસનાં અવિનાશી પાનાંઉપર નોંધાયેલાં ઝળકી રહેલાં છે.*

અંગ્રેજ નૌકાસેનાપતિ **નેલ્સને** શત્રુસાથેના નૌકાયુદ્ધમાં પોતાની એક આંખ ખોઇને પણ જય મેળવ્યો; બીજી લડાઈમાં પોતાનો જમણો હાથ કપાઇ ગયો, પણ તેણે જય મેળવ્યો, અને ત્રીજા સંગ્રામમાં પોતાનો જીવ આપીને પણ જય તો મેળવ્યોજ મેળવ્યો. England expects every man to do his Duty એ પોતાના છેલ્લા યુદ્ધમાં તેનો મુદ્રાલેખ હતો. તે તેણે બરાબર સમયપર નિશાન અને વાવટાઓવડે પોતાના લશ્કરને વહાણોમાં જણાવી દીધો. તે મુદ્રાલેખ

આપણે પણ આપણો કરી લેવો ઘટે છે. તેનો અર્થ એ થાય છે કે, પ્રત્યેક આંગ્લભૂમિનિવાસી પોતાની ફરજ બજાવશેજ, એમ આંગ્લ-ભૂમિ આશા રાખી રહી છે. આ વિચાર એક ઇંગ્લંડનીજ મિલ્કત-તરીકે શામાટે રહેવો જોઇએ? પ્રત્યેક ભારતવર્ષનિવાસી પોતાનું કર્તવ્ય પ્રાણાન્તે પણ કરેજ રહેશે, એમ ભારતવર્ષના આપણે ઔદીચ્ય-બંધુઓ આપણા સમાજમાટે નિશ્ચય કરીને ચાલીએ તો તેથી ઇંગ્લંડની મિલ્કત ઓછી થવાની નથી, અને આપણને તો અનહદ લાભ થયા વિના રહેનાર નથી; અને **श्रेयांसि बहुविघ्नानि**નું રહસ્ય જાણનાર આપણા અધ્યક્ષ મહારાજ આ સેવકદ્વારા આપણ સર્વેને એવો સંકલ્પ કરવાનું બોધે છે કે, ગમે તેવાં–પહાડના જેવાં–વિઘ્નો આવો, તોપણ હું મારું કર્તવ્ય સાંગોપાંગ કરીશજ કરીશ.

ઉપર આપેલા દૃષ્ટાંતોથી તથા તે ઉપરના અલ્પ વિવેચનથી આપને સમજાયું હશે કે, ઉપરોક્ત સંસ્થાઓ અને કાર્યો કર્તવ્યપરાયણ મહાત્માઓના કર્તવ્યબળથી જન્મ્યાં, તેમના કર્તવ્યબળથી પોષણ પામ્યાં, અને કર્તવ્યબળથીજ ફળ આપતાં થયાં છે. પોતાનું સમગ્ર જીવનામૃત હિંદના દાદા દાદાભાઇએ ઇંગ્લંડમાં રેડ્યું ન હોત, તો એક હિંદીવાનતરીકે પ્રથમજ પાર્લામેન્ટમાં બેસવાને અને હિંદના લાભો-માટે લડત ચલાવવાને તે શક્તિમાન્ થાત કે? એ તો તેમના સતત ત્રીશ વર્ષના છેવટના ફળરૂપે દેશવટો ભોગવી રહ્યા પછી સ્વભૂમિમાં પાછા આવી એક ઋષિતરીકેનું શાંત જીવન મુંબઇપાસે વેસાવામાં રહીને ભોગવવાને તેઓ ભાગ્યશાળી થયા છે. જો કર્તવ્યની વેદીઉપર પોતાના જીવનનું જીવન સુરેન્દ્રનાથે હોમ્યું ન હોત, તો તે બંગાળને પુનઃસંયુક્ત થયેલો જોવાને અને પોતાના સદાગ્રહનું ફળ ભોગવવાને ભાગ્યશાળી થાત કે? વિરલ આત્મસમર્પણ કરીને લોકમાન્ય અને રાજમાન્ય ગોખલેએ હિંદમાતાની સેવા કરવાને અર્થે ફરી ગૃહસ્થાશ્રમ ન કર્યો, એને દેવર્ષિ કે હાતમતાઇ ન કહીએ, તો કોને કહીશું? આપણા પૂજનીય અને અર્ચનીય પ્રમુખ મહારાજ તો પ્રથમથીજ પારમા-ર્થિક જીવન લક્ષીને ગૃહસ્થાશ્રમનો અનાદર કરીને અવિવાહિત રહ્યા છે, અને **परोपकाराय सतां विभूतयः** ને આચારમાં મૂકી રહ્યા છે.*

ઉપર જે ઉપોદ્ઘાતરૂપે કહેવામાં આવ્યું છે, તેમાં મારે જે કહેવાનું હતું તે ઘણું ખરું કહેવાઇ ગયું છે. સામાન્ય વિવેચનને કાંઇક વિશેષ સ્ફુટ કરવાનું માત્ર રહે છે, તે હવે સંક્ષેપમાં કહીશ. આપણા અભ્યુદયનાં દ્વાર દેવાઇ ગયાં છે, અને તેના ઉપર ખંભાતી તાળું પડ્યું છે, તે ઉઘાડવાની કુંચી કેળવણીજ છે. તે આપ આગળ

રજુ કરું છું. જોકે અંગ્રેજીમાં જેને 'એડ્યુકેશન' (Education) કહે છે, તે લાટિનભાષાના એક ઉપસર્ગ, એક ધાતુ, અને એક અંત્યવર્ણનો સાધિત શબ્દ છે, અને તે સઘળાનો અર્થ માનવશક્તિઓને બહાર લાવવાની ક્રિયા થાય છે, તેનો ગુજરાતી પર્યાય 'કેળવણી' બરાબર અર્થવાહક નથી. 'એડ્યુકેશન' શબ્દના અર્થનું વહન કરવાને 'અંતઃશક્તિ–વિકાસક્રિયા' કહેવું પડે, કે કોઈ બીજો યથાર્થ પર્યાય બનાવવો પડે. સુષુપ્ત અવસ્થામાં રહેલી માનસ શક્તિઓ ખીલવવાની એ સુવર્ણ કુંચી હજારો માણસોએ સેંકડો દેશોમાં સેંકડો જમાનામાં વાપરી છે, અને તે વડે તેઓ ઉન્નતિને શિખરે પહોંચ્યા છે, એમ જગતનો ઇતિહાસ પોકારીને કહે છે. એ પ્રમાણેની અનુભવસિદ્ધ કુંચી કહો, કે **અરેબિયન** નાઈટ્સની તલેસમાતી વાર્તામાંનો ઓપન સીસેમનો (Open Sesame) ગોયા જાદુ માનો, તે કુંચી તમારા હાથમાં મૂકી છે, અને તે મંત્રનો તમારા કર્ણસાથે સંબંધ કરાવ્યો છે. તેનો ઉપયોગ કરવો ન કરવો એ તમારી વિવેકબુદ્ધિ અને તમારી ઇચ્છાઉપર આધાર રાખે છે. સર્વકર્મફળપ્રદાતા પ્રભુ આપણી જ્ઞાતિના શ્રેયપ્રેયમાટે સૌને સન્મતિ આપો. *

પૂજ્ય **પ્રાણગોવિંદ રાજારામ** મહેતાજીએ મોટો શ્રમ ઉઠાવીને '**શ્રીસ્થળપ્રકાશ**' છપાવી પ્રસિદ્ધ કરેલો છે, તે જોવાથી તપ, વિદ્યા, બુદ્ધિ, સૌજન્યાદિજ કુલીનપણાનાં લક્ષણો જણાયાં છે, તે ઉચ્ચ લક્ષણોનો આપણામાંથી કાળેકરીને લોપ થયો, અને બીજાં દેખીતાં કારણોથી શહેરોવાળા પોતાને કુળવાન્ ગણવા લાગ્યા, અને ગામડાવાળાઓને કુળહીન માનવા લાગ્યા; પણ હવે આજ તો બુદ્ધિનો અને સ્વતંત્ર તર્કનો યુગ ચાલે છે. ગ્રામબંધુઓનાં બુદ્ધિચક્ષુ ઉઘડ્યાં, અને પરિસ્થિતિ સમજવા લાગ્યા, તથા પોતાનાં સાંસારિક દુઃખ જોવા લાગ્યા, અને તેનાં કારણ શોધવા લાગ્યા. જેમ પ્રાચીનકાળમાં તેમજ આજ પણ '**गुणाः पूजास्थानं गुणिषु, न च लिङ्गं न च वयः॥**' ગુણજ મનુષ્યને ઉચ્ચ આસને સ્થાપે છે, અને દોષ તથા દુર્ગુણ આસનભ્રષ્ટ કરી નીચતા આપે છે; તદનુસાર જે ઘરમાં આચાર તથા વિચાર રૂડા, જે ઘરમાં વિદ્યા અને લક્ષ્મીનો વાસ, તે ઘરજ કુળવાન્ મનાવા લાગ્યું છે, તે વાજબીજ છે, અને તેવેજ ઠેકાણે આપણે આપણી પુત્રીને આપીશું તો તે સુખી થશે, એમ સૌ સમજવા લાગ્યા છે. જ્યાં નહિ વિદ્યા, નહિ આચાર, નહિ ઉદ્યોગ, નહિ સત્સમાગમ, તે ઘર અને તેમાંનો વર અસ્તોદયના કુદરતી કાયદાપ્રમાણે ઉતરતાં ગણાવા લાગ્યાં. આ સિદ્ધાન્ત નવો નથી; સૃષ્ટિની સાથેજ તે સરજાયો

છે, અને તે પ્રમાણે આપણે ઇતિહાસોમાં અને પુરાણોમાં પ્રજાની અને વ્યક્તિની ચઢતીપડતી પણ એ અચળ નિયમે થતી વાંચીએ છીએ. એવી રીતે જોતાંવિચારતાં સમજાય છે કે આપણે આપણું પ્રાચીન ગુરુત્વ, જે અનાદરને પામવા લાગ્યું છે, તે પાછું મેળવવું હોય તથા આવરણમાં આવી ગયેલા કુલાભિમાનને સાચા, સંગીન અને મજબૂત પાયાઉપર મૂકવું હોય તો આપણે આપણી ભૂલો સુધારવી જોઇએ, આપણામાં ભોગજોગે દોષ, દુર્ગુણ અને દુર્વ્યસન ઘર કરી બેઠાં હોય, તેને મનોબળ વાપરી દૂર કરવાં જોઇએ, અને અન્ય ચઢતી સ્થિતિવાળી જ્ઞાતિઓની હારમાં આવવામાટે તેઓની આબાદી તથા વૃદ્ધિનાં કારણો તપાસી તેમનું ઘટે તેમ અનુકરણ કરવું જોઇએ.

મારી અલ્પમતિ અને મારા અલ્પ અનુભવ અને અલ્પ વાચન તથા અવલોકનપ્રમાણે આપણી ગયેલી સ્થિતિ-સુખ, સમૃદ્ધિ અને પ્રતિષ્ઠા-પાછી મેળવવાનો રામબાણ ઉપાય એકજ છે, બીજો કોઇજ નથી; અને તે ઉપાય **કેળવણી** છે. પ્રાચીન આદિ ગ્રીકવક્તા ડિમૉસ્થિનીઝને કોઇએ પૂછ્યું કે 'અનુપમ વક્તા થવાને કયા લક્ષણની પહેલે દરજ્જે જરૂર છે?' ડિમૉસ્થિનીઝે ઉત્તર આપ્યું કે 'વાક્ચાતુર્યની એટલે બોલવાની છટાની.' તે માણસે પૂછ્યું કે, 'બીજા કયા લક્ષણની જરૂર છે?' ડિમૉસ્થિનીઝે કહ્યું કે, 'વાક્ચાતુર્યની.' વળી તે માણસે પૂછ્યું કે, 'ત્રીજા કયા લક્ષણની જરૂર છે?' ડિમૉસ્થિનીઝે એનો એજ જવાબ આપ્યો. તે પ્રમાણે મને પણ આપ સુજ્ઞ ગૃહસ્થો ભાર દઇને કહેવા દેશો કે, આપે કુલીન કહેવડાવવું હોય, તો **કેળવણી** લો; આપે વિદ્વાન્ કહેવડાવવું હોય, તો **કેળવણી** લો; આપે પ્રતિષ્ઠાવાન્ કહેવડાવવું હોય, તો **કેળવણી** લો; **કેળવણી, કેળવણી** એ એકજ ઉપાય છે, અન્ય ઉપાય નથી. **કેળવણી** કલ્પવૃક્ષ છે. **કેળવણી**જ વસિષ્ઠની તેમ આપણી કામધેનુ છે. લક્ષ્મણની પેઠે આપણી મૂર્છા પામેલી પ્રજાને સચેત કરવાને **કેળવણી**જ સંજીવની બુટ્ટી છે. સં. ૧૯૬૬ ના વૈશાખમાસના 'ગુર્જર બ્રાહ્મણ' માં એ સંબંધી 'આજનો વખત' એ મથાળાહેઠળ કંઇક વિસ્તારથી મેં લેખ લખ્યો છે, તે જેમને ઇચ્છા અને અવકાશ હોય, તેમને જોવાની વિનતિ કરું છું. આપણા સમાજનાં આઠ સંમેલનોના ફળરૂપે ઘણા વિચારશીલ પુરુષોનું ધ્યાન આપણા સઘળા સાંસારિક રોગના નિવારકતરીકે આપણાં પુત્રપુત્રીઓને ઉપયોગી વિદ્યા, વિજ્ઞાન તથા હુનરની કેળવણી આપવા ઉપર ખેંચાયું છે, એ મંગળ ચિહ્ન છે, કેમકે એજ તેનો અનન્ય ઉપાય છે. ચોમેર આખા દેશમાં કાશ્મિરથી કન્યાકુમારી-

સુધી અને કલકત્તાથી કંદહારસુધી સઘળી ભિન્ન ભિન્ન પ્રજામાં કેળવણીનાંજ વાજાં વાગી રહ્યાં છે, તેથી આપણે આંખો ચોળતા સફાળા ઝબકી ઊઠ્યા છીએ; અને હવે આંખ ઠેરવીને આપણે નજર કરીશું તો સાફ દેખાશે કે ૭ કરોડ મુસલમાન ભાઈઓ જોકે હમણાં જાગ્યા છે, પણ તેઓ બહુ વેગથી આગળ વધવા લાગ્યા છે, જૈનો પણ હાલમાં ઊઠ્યા છતાં કેળવણીને કારગત થાય એવા ઉપાયો કામે લગાડવા લાગ્યા છે, પારસીઓ ભારતવર્ષમાં માત્ર મુઠ્ઠીભર છે, પણ તેમના એક લાખે સઘળી બાબતોમાં સર્વોપરિપદ નિર્વિવાદ રીતે પ્રાપ્ત કર્યું છે. એ વાજાંનો ઘોષ ઠેઠ અંત્યજ વર્ગસુધી પહોંચી ગયો છે; અને જે કોમને આપણે આપણાથી ઊતરતી ગણતા આવ્યા છીએ, તે કોમ પણ જો આપણે સુસ્તી રાખીશું તો સપાટાબંધ આપણાથી આગળ વધી જશે, અને આપણે પાછળ પડી જઈશું; અને **वर्णानां ब्राह्मणो गुरुः** નું પદ આપણા પૂર્વજ ઋષિમુનિઓના તપોબળના પ્રભાવથી આખા દેશમાં આપણે માટે માન્ય થયેલું તેનો મહિમા આપણે જાળવી શક્યા નહિ, ને તે મહાન્ પદ હાલ આપણે ગુમાવીને બેઠા છીએ, તે પાછું મેળવી શકીશું નહિ. આપણી પાસે ન રહી આપણી પ્રાચીન વિદ્યા, કે આપણે ન મેળવી અર્વાચીન પાશ્ચાત્ય વિદ્યા. મોડું મોડું પણ આપણને ભાન આવ્યું, તે આપણી આસપાસ વસતી અને આગળ વધતી જતી જ્ઞાતિઓનો જેટલે દરજ્જે પ્રતાપ; તેટલેજ દરજ્જે આપણાં આઠ સંમેલનોમાં તથા આપણાં માસિકોમાં થતા રહેલા ઉહાપોહના પ્રતાપ; અને તેનાજ ફળરૂપે આજ આપણે વિદ્યાર્થિભવનોને સ્થાપવા ઊતાવળ કરવા લાગ્યા છીએ. એવે પ્રસંગે ધ્યાનમાં રાખવાનું એ છે કે, એકલા ઉત્સાહને અધીન ન થતાં, વિવેકબુદ્ધિવાળા, અનુભવી, નિઃસ્વાર્થી ને કર્તવ્યનિષ્ઠ ચાલકોના હાથમાં કાર્યરચનાની તથા તે કાર્યનિર્વહન કરવાની લગામ સોંપવી જોઈએ, કે જેથી નિષ્ફળતા, નાઉમેદી અને હાંસી ન થાય, કેમકે ભોગજોગે જો તેમ થવા પામે તો તેવાં બીજાં કામ કરવામાં ભય અને અવિશ્વાસ આવી ઊભાં રહેશે.*

આપણાં આઠ સંમેલનોએ વાણી તથા વિચારનો પુષ્કળ પ્રવાહ ચલાવ્યો છે, અને તે પ્રસંગપરત્વે ભલે હજુ ચાલ્યા કરે, તેથી પણ લાભજ છે; પણ હવે આપણા પરિપક્વ થયેલા નિશ્ચયોને અમલમાં મૂકવાનો સમય આવી લાગ્યો છે, એટલુંજ નહિ પણ હવે તો આપણી સઘળી શક્તિવડે આપણું સંપૂર્ણ મનોબળ વાપરીને, અને જરૂર પડે ત્યાં આત્મભોગ આપીને **કાર્ય** કરી બતાવવું જોઈએ.**

ઉપરોક્ત બંધારણુ ને ટ્રસ્ટડીડરૂપ એ કાર્યના જેવોજ મહત્ત્વનો બલ્કે મારી મતિપ્રમાણે તો શિરોમણિ પ્રશ્ન વિદ્યાર્થિભવન સ્થાપવાનો, તેને નિભાવવાનો, અને તેના ઉપર કાર્યસિદ્ધ દેખરેખ રાખવાનો છે; કેમકે આપણી ભાવિની પ્રજા ઘડવાનું એ ઠેકાણું છે. તેમની ચાલ-ચલગતનું ચણતર અને ભવિષ્યનાં સુખનાં બીજ આ ઠેકાણે વવાય છે, તેથીજ હું એને પ્રશ્નનો પ્રશ્ન કહું છું, અને તેથીજ મેં તેને શિરતાજનું વિશેષણ આપ્યું છે. આપણે ઘેર આવતા શુભાશુભ પ્રસંગોમાં-યજ્ઞોપવીત અને લગ્નમાં, મરણુ, શ્રાદ્ધ અને સંવત્સરીમાં-જો વિદ્યાર્થી-માટે ભાગ કાઢવામાં આવે, અને આપણા વૈશ્વદેવમાં કરેલી આજ્ઞા-પ્રમાણે નિત્યપ્રતિ અતિથિભાગ કાઢવામાં આવે તો વિદ્યાર્થિભવન નિભાવવું અઘરૂં થઈ પડશે નહિ, અને વિદ્યાર્થીના આશીર્વાદ મેળવવા જો આપણે તેને માટે નક્કી કરી રાખેલી કોઠીમાં, દેગડામાં કે તપેલામાં રોજ એક એક મૂઠી અનાજ કે એક એક પૈસો નાંખવાનો સંકલ્પ કરીશું તો વર્ષ આખરે અનાજનો સારો જથ્થો કે અમુક રકમ બિચારા વિદ્યાર્થીઓને મળશે, અને તે ઉપયોગી મદદ થઈ પડશે; કેમકે 'ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય' એ વાત આપ જાણો છો. * * *

અંતમાં વિશ્વનિયંતાપાસે હૃદયની ઊર્મિથી યાચું છું કે તે આપણ સર્વેને આપણા આ જ્ઞાતિહિતના ગંભીર કાર્યનિર્વહનમાં સન્મતિ આપો, આપણામાં ઈર્ષ્યાદ્વેષાદિના કુસંસ્કારો હોય, તે ત્રિલોચનના ત્રીજા લોચનવડે ભસ્મીભૂત થાઓ, આપણા યત્નો અધ્યક્ષ મહારાજના નિયમન અને અનુગ્રહવડે તથા આપણા ઉત્સાહબળથી અને શ્રદ્ધાબળથી પ્રગતિને પામો, અને હમણાં તેમજ હવે પછીના આપણા સઘળા વર્તનમાં અને કૃતિમાં શ્રીકૃષ્ણચંદ્રનો અર્જુનપ્રતિનો અનન્ય બોધ આપણો મુદ્રાલેખ બનો:—

'**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥**'

ઉપસંહાર:—**કેળવણી આપો અને કર્તવ્ય કરો.**"

આ ભાષણથી સભામાં શ્રોતાઓપર ઘણી સારી અસર થઈ હતી, ને શ્રોતાઓ શાંતચિત્તે ધ્યાનપૂર્વક આ ભાષણુ શ્રવણુ કરતા હતા, અને વાહ વાહ બોલતા હતા, તથા વચ્ચે વચ્ચે તેમનાં કેટલાંક વાક્યો જ્ઞાતિના અભ્યુદયને સૂચવનારાં હોવાથી તાળીઓવડે હર્ષ દર્શાવતા હતા.

પછી વિદ્યાર્થી **હરિશંકર ઓઘડે** પોતાની કરેલી સ્વાગતની કવિતા ગાઈ બતાવી હતી.

ત્યારપછી શ્રીયુત **ગિરિજાશંકર કાશીરામ દ્વિવેદીએ** ઉપ-પ્રમુખની દરખાસ્ત મૂકતાં કહ્યું કેઃ—"પૂજ્યપાદ મહારાજશ્રી! અને બંધુઓ! હું આપની સમક્ષ ઉપપ્રમુખને માટે એક એવું જૂનું નામ મૂકું છું કે જેમણે આપણી જ્ઞાતિની ઉન્નતિમાટે ઘણો પ્રયાસ કર્યો છે. જેઓ પાટણના વકીલ છે, અને ત્યાંની મ્યુનિસિપાલિટીના તેઓ એક વખત ચેરમેન હતા. એવા લાયક પુરુષ તે આપણા **વિદ્યાશંકર કરુણાશંકરભાઈ** છે. એઓ વડોદરા રાજ્યમાં અગ્રણી છે, અને જ્ઞાતિહિતના દરેક કાર્યમાં તેમણે બહુ આગેવાનીભરેલો ભાગ લીધો છે.

આપણે સૌએ એટલું તો જાણવું જોઇએ કે આ ભારતવર્ષમાં શ્રીકૃષ્ણના ચરિત્રમાંથી આપણે ઘણું શીખી શકીએ છીએ, ને તે આધારે આપણે મહત્કાર્યો કરી શકીએ છીએ. શ્રીકૃષ્ણપરમાત્મા ગોવર્ધન ટચલી આંગળીઉપર ઉપાડે છે, અને ગોવાળીઆ તેને લાકડીનો ટેકો દે છે, તેમ આપણી જ્ઞાતિની ખામીઓ અટકાવવા સૌએ લાકડીનો ટેકો આપી, આપણી જ્ઞાતિની ઉન્નતિનો પ્રયત્ન કરવો જોઇએ.

જ્યાંસુધી માણસમાં હૃદયબળ હશે, અને હું અમુક કામ કરવાને શક્તિમાન્ છું, એમ તેને લાગશે ત્યારેજ તે તે કામ કરી શકશે.

માણસે હું ઘરડો થવાનો નથી, તેમ મરવાનો પણ નથી, એમ સમજીને વિદ્યા અને દ્રવ્યની પ્રાપ્તિ કરવી. આપણા ભારતનું પાંડિત્ય, પશ્ચિમના લોકોમાં આપણી કીર્તિ ગજવી રહ્યું છે, તે તેવું ને તેવુંજ જાળવી રાખવામાટે આપણે મહાન્ પ્રયત્ન કરવાનો છે, એટલું સૂચવી હું પાટણના વકીલ રા. રા. **વિદ્યાશંકરભાઇને** ઉપપ્રમુખની જગોએ નીમવા દરખાસ્ત કરુ છું."

આ દરખાસ્તને અનુમોદન આપતાં શ્રીયુત **દામોદરદાસ સાંકળેશ્વર રાવળે** કહ્યું કેઃ—"**વિદ્યાશંકરભાઈ,** જેઓ એક જાહેર વકીલ અને જ્ઞાતિહિતમાં ભાગ લેનારા છે, તેમને માટે મૂકાયેલી દરખાસ્તને હું અનુમોદન આપું છું."

આ દરખાસ્તને વિશેષ અનુમોદન આપતાં શ્રીયુત **ગોવિંદજી મૂળજી રાવળે** કહ્યું કેઃ—"**વિદ્યાશંકરભાઈ** આપણી જ્ઞાતિના એક લાયક ગૃહસ્થ છે, પાટણના તેઓ પ્રસિદ્ધ પુરુષ છે, ને જ્ઞાતિનું હિત ઇચ્છનારા છે, તેથી તેઓ સર્વપ્રકારે ઉપપ્રમુખપદને યોગ્ય છે, માટે તે મૂકાયેલી દરખાસ્તને હું વિશેષ અનુમોદન આપું છું."

આ દરખાસ્ત સર્વાનુમતે પસાર થઈ, એટલે શ્રીયુત વિદ્યાશંકર-ભાઇએ ઉપપ્રમુખનું સ્થાન લીધું, જે વેળા હર હર મહાદેવના ધ્વનિવડે સભામંડપ ગાજી ઊઠ્યો હતો. પછી તેમણે જણાવ્યું કેઃ—"પૂજ્યપાદ

મહાત્માશ્રી! અને સુજ્ઞ ભાઇઓ! લાયકને લાયક માન અપાયું હોત, તો ઠીક થાત. આવા જોખમભરેલા હોદ્દાને માટે હું લાયક નથી; છતાં આપ સૌએ કૃપા કરી, મને જે કામ સોપ્યું છે, તે હું સ્વીકારું છું, અને આપનીજ મદદવડે તે કાર્ય હું કરી શકીશ. આટલું કહી હું આપની આજ્ઞાને અનુસરું છું."

ત્યારપછી મહારાજશ્રી **નથુરામશર્માએ** પ્રમુખતરીકે ગંભીર, આકર્ષક અને પ્રાસાદિક વાણીથી પોતાનું બોધદાયક ભાષણ[1] વાંચી સંભળાવ્યું હતું. જેનો અતિ અગત્યનો ભાગ નીચે પ્રમાણે હતો:—

"પ્રિય બંધુઓ! જે પરમકૃપાળુ પરમાત્માની નિર્હેતુક કૃપાથી પુનઃ આપણે સૌ એકત્ર થયા છીએ તે પરમકૃપાળુ પરમાત્માનો આ વેળા આપણે બહુમાનપૂર્વક ઉપકાર માનવો જોઈએ. આપણા સર્વના હૃદયમાં રહેલા તે ભક્તવત્સલ પ્રભુ આપણા આ સમાજનું પ્રાપ્ત કામ કરવાનું સંપૂર્ણ સાત્ત્વિક બળ આપણા સર્વના હૃદયમાં જાગ્રત્ કરવા કૃપા કરો એમ ઇચ્છી હવે ચાલતા પ્રસંગપર બોલવાનો પ્રારંભ થાય છે.*

ટ્રસ્ટડીડને રેજીસ્ટર કરાવવાને બદલે જો આ સમાજના બંધારણને રેજીસ્ટર કરાવવાનું અનુકૂળ પડે તો તે બંધારણ પણ લખાવીને તૈયાર રાખેલું છે.

વિદ્યાવૃદ્ધિમાટે જેમણે જેટલું જેટલું દ્રવ્ય આપવાનું ગયા સમાજમાં સ્વીકાર્યું હોય ને હજીસુધી ન આપ્યું હોય તેમણે તેટલું તેટલું દ્રવ્ય હવે આજે વા કાલે આપી દેવું જોઇએ. આવા કામમાં દીર્ઘસૂત્રતા રાખવી તે સર્વથા અયોગ્ય છે. જેમણે મોટી રકમો ભરી હોય ને તે રકમના વ્યાજમાંથી વિદ્યાવૃદ્ધિવિભાગમાં પોતાના તરફથી અમુક કામ કરાવવા ઇચ્છા હોય તેમણે તે અહિં અનુકૂળતાએ પ્રસિદ્ધ કરવું, કે જેથી તેની નોંધો લેવાય, ને નિયમસર તે દ્રવ્ય તે તે કામમાં વપરાયા કરે. જેમણે મોટી રકમો અર્પણ કરી હોય તેમનાં નામો આ સમાજના સામાન્યમંત્રી હવે પછી વાંચશે, ને અર્પણ કરનારાઓના અભિપ્રાયની નોંધ લેશે. જેમણે નાની રકમ અર્પણ કરી છે, પણ હજી આપી નથી, તેવા ગૃહસ્થોનાં નામો પણ તેમને તે રકમ ક્યારે આપવાની છે તે જાણવા સામાન્યમંત્રી ગયા સમાજનો જે વૃત્તાંત બહાર પડ્યો છે તેમાંથી વાંચી સંભળાવશે.

આપણા આ બ્રહ્મસમાજતરફથી અમદાવાદમાં આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓમાટે જે વિદ્યાર્થિભવન સ્થાપવામાં આવ્યું છે તે ઉત્સાહી

---

૧ આ ભાષણની છાપેલી પ્રતો તે વેળા સભામંડપમાં વહેંચવામાં આવી હતી.

ને શિક્ષિત કામ કરનારાઓના અભાવે તથા દ્રવ્યની પૂરતી અનુકૂળતા-વિના જોઇએ તેવી સારી રીતે ચાલી શકતું નથી. અમદાવાદમાં વસતા કોઇ એક વા બે ગ્રેજ્યુએટ બંધુએ આ કામમાં ઉત્સાહથી આગળ પડતો ભાગ લેવાની પૂરેપૂરી અગત્ય છે. ગ્રેજ્યુએટોની તે કામ કરવાની ઇચ્છા નજ હોય તો બીજા કોઈ લાગણીવાળા શિક્ષિત બંધુ કે બંધુ-ઓએ આ કામ ઊપાડી લેવું જોઇએ. વાતોના તડાકા મારવાથી ને પોતાના કામની જોખમદારી નહિ સમજવાથી કામ થતું નથી. પોતાના કામની પૂરેપૂરી જોખમદારી સમજી જેઓ ઉત્સાહ ને સાવ-ધાનતાથી પોતાનું કામ કરે છે તેઓ અવશ્ય પોતાના કામમાં વિજય મેળવે છે. આપણા આ વિદ્યાર્થિભવનને વધારે સારી રીતે ચલાવવા-માટે વધારે દ્રવ્યની અગત્ય છે, માટે તે દ્રવ્ય એકઠું કરવાનો પ્રયત્ન પણ થવો જોઇએ. નાતાલના દિવસોમાં, અંગ્રેજી મે માસમાં, વા દીવાળીના તહેવારોમાં યોગ્ય બંધુઓના મંડળે આ સમાજના પ્રતિ-નિધિતરીકે તે કામમાટે જુદા જુદા નગરમાં જવું જોઇએ, ને ત્યાંના યોગ્ય બંધુઓપાસે તથા અન્ય યોગ્ય ગૃહસ્થોપાસે આ કામમાટે દ્રવ્ય ભરાવવું જોઇએ. આ કામ કરવા જે બંધુઓ પ્રસન્ન હોય તેમણે પોતાનાં નામો હવે પછી અનુકૂળ સમયે જણાવવાં જોઇએ. કેટલાક સ્વયંસેવકો રાખી તેમને ઉત્તેજનમાટે ચાંદો આપવાનો ઠરાવ કરી તેમને પણ આ કામમાટે દ્રવ્ય એકત્ર કરવાના કામમાં જોડવા જોઇએ.

આપણી પાસે જોઇતું દ્રવ્ય હશે તો વિદ્યાર્થિભવન સારી રીતે ચલાવવાઉપરાંત આપણી જ્ઞાતિના યોગ્ય વિદ્યાર્થીઓને, અનાથ અપં-ગોને, ને નિરાધાર વિધવાઓને પણ આપણે સારી રીતે સાહાય્ય કરી શકીશું. *

હવે ઔદીચ્યહિતેચ્છુસભા કેટલેક અંશે આ બ્રહ્મસમાજમાં મળી ગયાજેવી સ્થિતિમાં આવી છે, માટે તે સભાનું જે અનામત દ્રવ્ય છે તેની શી વ્યવસ્થા કરવી ઉચિત છે તે આ સમાજમાં આ વેળા તે સભાના જીવનપર્યંતના જે સભ્યો અહિં હાજર થયા હોય તે આજે કોઇ યોગ્ય વેળાએ એકઠા થઈ નક્કી કરશો, ને આવતી કાલે તે વિષેનો નિર્ણય જણાવશો. જો તે દ્રવ્યના વ્યાજમાંથી ઔદીચ્ય-હિતેચ્છુપત્ર જીવનપર્યંતના તે સભાના સભ્યોને પહોંચાડવાનું સભ્યો-તરફથી કહેવામાં આવે તો તે હવે બની શકે એમ જણાતું નથી, કારણકે દશ રૂપીઆના વ્યાજની જે રકમ આવે તેટલી તેમની રકમ લઈ ઔદીચ્યહિતેચ્છુપત્ર પ્રકટ કરનાર તેમને ખોટ ખાઇને તે પત્ર મોકલી શકે નહિ. તેમને જો તે પત્ર જોઈતુ હોય તો તેમણે

પોતાના વ્યાજની રકમ બાદ કરી બાકીની રકમ તે પત્ર પ્રકટ કરનારને વર્ષોવર્ષ મોકલવી જોઇએ. જે નિશ્ચય કરો તે શુદ્ધભાવથી બન્ને બાજુનો પૂરો વિચાર કરીને કરશો.

ઔદીચ્યહિતેચ્છુપત્ર આપણી જ્ઞાતિની દેશકાળાનુસાર સારી રીતે સેવા કરી શકે એવી ગોઠવણ કરવાની પણ અગત્ય છે. તે પત્રના અર્ધા ભાગમાં આપણી જ્ઞાતિનું જેવા પ્રકારનું હિત કરવા આપણો આ સમાજ ધારે છે તેવા પ્રકારનું હિત કરવામાં ઉપયોગી થાય તેવા શાસ્ત્રીય લેખો વિવેચનસહિત આવવા જોઇએ, તેના પા ભાગમાં આધુનિક સમયમાં આપણી જ્ઞાતિના બ્રાહ્મણોની ઉન્નતિ કરવાના જે જે ઉપાયો પ્રતીત થાય તે તે ઉપાયો દેશકાળને અનુસરીને જણાવવા જોઇએ, ને તેના બાકીના પા ભાગમાં આપણી જ્ઞાતિમાં બનેલા જાણવાયોગ્ય બનાવો, વસતિપત્રક તથા પરચુરણ લેખો આવવા જોઇએ. આ પત્રમાં આપણી જ્ઞાતિને તથા અન્ય બ્રાહ્મણોને ઉપયોગી હોય તેવા લેખોજ આવવા જોઇએ. આ પત્રની એક એક પ્રત આપણી જ્ઞાતિના ઉત્તમ-મધ્યમ સ્થિતિના બંધુએ અવશ્ય લેવી જોઇએ, તથા જ્યાં વીશ કે તેથી વધારે ઘર આપણી જ્ઞાતિનાં હોય ત્યાં પણ પંચખાતે તેની એક પ્રત લેવી જોઇએ. પરદેશમાં રહેનારા બંધુઓએ પણ આ પત્રનો ફેલાવો થાય તેવો પ્રયત્ન કરવો જોઇએ. આ પત્રને જેમ દ્રવ્યનો આશ્રય આપવો અગત્યનો છે, તેમ વિદ્વાન્ બંધુઓએ ઉપયોગી લેખો-વડે આ પત્રને શોભાવવું એ પણ અગત્યનું છે. આ પત્રના અધિપતિએ તથા વ્યવસ્થાપકે આ પત્ર સારા કાગળપર બહુજ શુદ્ધ ને સમયસર છપાઈ બહાર પડે એવી ગોઠવણ રાખવા સાવધાનતા સેવવી જોઇએ. ઔદીચ્યહિતેચ્છુસભાના જીવનપર્યંતના સભ્યોએ જો બની શકે તો આ પત્રનું સર્વ પ્રકારનું સ્વામિત્વ આ સમાજને સોંપી તેની દેખરેખ-નીચે આ પત્ર કઢાવવાની ગોઠવણ કરવી જોઇએ.

ગુજરાતનાં ને કાઠીઆવાડનાં નાનામોટાં ગામો ને નગરો જ્યાં આપણી જ્ઞાતિની વસતિ હોય ત્યાં, તથા કચ્છ, મુંબાઈ, કરાંચી, માળવા, મથુરા, કાશી, રંગુન ને આફ્રિકા આદિ દેશો ને નગરોમાં જ્યાં આપણી જ્ઞાતિની વસતિ હોય ત્યાં આ બ્રહ્મસમાજની બની શકે તેટલી નવી શાખાઓ સ્થાપવી, ને હમણાં આપણી જ્ઞાતિમાં જે સભાઓ ને મંડળો આપણી જ્ઞાતિના ભલામાટે કામ કરે છે તેમનો આ સમાજ-સાથેનો સંબંધ નક્કી કરવો, કે જેથી બંનેને પોતપોતાના કામમાં સાહાય્ય મળે.

આપણા આ બ્રહ્મસમાજના શુભ ઉદ્દેશો સારી રીતે ને શીઘ્ર ફળીભૂત થવામાટે આપણી જ્ઞાતિની જ્યાં જ્યાં વસતિ છે, ત્યાં ત્યાં

યોગ્ય ઉપદેશકોને આ બ્રહ્મસમાજના ઉદ્દેશો તથા પ્રવૃત્તિ જણાવવા યોગ્ય પગાર આપી મોકલવા જોઇએ. ઉપદેશકોએ એવાં ગામો તથા નગરોમાં જઇ ત્યાંના પંચદ્વારા આપણા બંધુઓને યોગ્ય સ્થળમાં યોગ્ય સમયે ભેળા કરાવી તેમને આ સમાજના હેતુઓ સંભળાવવા, તથા ધર્મ, વિદ્યા ને આચારની વૃદ્ધિ કરવા તથા અશાસ્ત્રીય રૂઢિઓનો પરિત્યાગ કરવા યથાશક્તિ ઉપદેશ કરવો, જેમને સંધ્યાનાં નાનાંમોટાં પુસ્તકો જોઇએ તે આપવાં, ને આ સમાજ જે કામ કરે છે તે તેમને જણાવવું. જેઓ સમાજના કામમાં સાહાય્ય કરવા જે દ્રવ્ય આપે તે લેવું, ને તે દ્રવ્ય પહોંચ્યાની તેમને છાપેલી પહોંચ આપવી.

હે વિરાડ્ભગવાનના મુખરૂપ બંધુઓ! તમે ધર્મના ને વિદ્યાના આધારરૂપ છો. તમારામાં ધર્મના ચારે પદ સર્વદા સ્થિત જોઇએ. તમારું જીવન સર્વદા સદ્ધર્મપ્રધાનજ જોઇએ. તમારું મુખ સર્વદા વિદ્યાથી સુશોભિત હોવું જોઇએ. તમે ધર્મનું પરિપાલન કરનારા તથા વિદ્વાન્ હો ત્યારેજ તમે ચારે વર્ણના શિક્ષકરૂપે સારી રીતે કામ કરી શકો. હે પૃથ્વીપરના દેવરૂપ ભાઇઓ! તમારા ઘરમાંનું પ્રત્યેક નાનુંમોટું માણસ ધર્મનું શ્રદ્ધાપ્રીતિથી પરિપાલન કરનાર તથા ન્યુનાધિક વિદ્યા જાણનાર જોઇએ, અર્થાત્ તમે ધર્મ પાળનારા તથા વિદ્યાનું અધ્યયન કરનારા હોવા જોઇએ, ને તમારી પત્નીને, તમારા પુત્રોને, તથા તમારી પુત્રીઓને પણ ધર્મનું પરિપાલન કરાવવામાં તથા વિદ્યા મેળવાવવામાં પ્રયત્નશીલ હોવા જોઇએ. તમે સુધરશો તો બીજા વર્ણો પણ સુધરશે. ધર્મ પાળવામાં ને વિદ્યા મેળવવામાં આળસ, પ્રમાદ ને અશ્રદ્ધા ત્યજી ઉદ્યોગી, સાવધાન ને શ્રદ્ધાવાળા થાઓ. શુભની પ્રાપ્તિમાટે ને અશુભના ત્યાગમાટે તમે સતત સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરો. આમ કરશો તો અવશ્ય ભક્તવત્સલ પ્રભુ તમારી સર્વ પ્રતિકૂળતાઓ દૂર કરશે; ને ક્રમાત્ તમને સર્વ પ્રકારની અનુકૂળતાની પ્રાપ્તિ થશે. પ્રત્યેક ઔદીચ્ય પુરુષ, પ્રત્યેક ઔદીચ્ય સ્ત્રી, પ્રત્યેક ઔદીચ્યકુમાર, ને પ્રત્યેક ઔદીચ્યકુમારી જ્યારે સ્વધર્મનિષ્ઠ ને વિદ્યાનુરાગી થશે, ત્યારેજ વરવિક્રયની, કન્યાવિક્રયની, બાળલગ્નની, ઋણુ કરીને ઉત્તરક્રિયામાં પ્રવૃત્તિ કરવાની, વિધવાઓભણી કેટલીક વેળા ક્રૂર રીતે વર્તવાની, સાધારણ પ્રસંગોમાં પરસ્પર લડી મરવાની, તથા પરસ્પરની ઈર્ષ્યાની દુષ્ટ પ્રવૃત્તિઓ જે કોઈ કોઈ સ્થળે પ્રતીત થાય છે તે બંધ થશે. ધર્મ ને વિદ્યાવડે જ્યારે પ્રત્યેક ઔદીચ્ય પુરુષ ને પ્રત્યેક ઔદીચ્ય સ્ત્રીનાં હૃદય પવિત્ર ને શાંત થશે ત્યારેજ ઉપર બતાવેલા દુષ્ટ કુચાલોને દૂર કરવાના યોગ્ય ઉપાયો તેમને સૂઝશે, ને તે ઉપાયોને આચારમાં મૂકી તે કુચાલોને નિર્મૂળ

કરવાનો સાચો પ્રયત્ન પ્રત્યેક સ્ત્રીપુરુષ કરવા લાગશે. ભાઇઓ! કુસંપ ને ઈર્ષ્યા ત્યજીને ઐક્ય ને સારગ્રાહીબુદ્ધિ સેવો. આમ થશે ત્યારે તમારી સ્થિતિ બહુ સુખમય થશે.

વહાલા બંધુઓ! જાગો, ઊઠો, કર્તવ્યમાં અડગ નિષ્ઠાવાળા થાઓ, ને તમારાં પ્રાપ્ત કર્તવ્યોને સદાગ્રહપૂર્વક કરો. કર્તવ્યના પરિપાલનમાં આગળ વધી બીજાઓને ઉદાહરણરૂપ થાઓ. તમે બહુ કાળ સૂઈ રહ્યા, હવે સૂવાનો સમય નથી. વાતોનો પ્રવાહ બંધ કરી વા અગત્યજેટલોજ રાખી કર્તવ્યના પ્રવાહનેજ વધારે વેગવાળો કરો. તમે પ્રત્યેક બંધુ તમારા મનમાં કાંઇક પણ ઉપયોગી સારો નિશ્ચય આવતા સંમેલનસુધી કરો, ને ત્યાંસુધી તે પ્રમાણે વર્તી તમારી આસપાસના બંધુઓને પણ તે પ્રમાણે વર્તવાનો યથાશક્તિ ઉપદેશ કરતા રહો.

બાંધવો! આપણે આપણા આ સંમેલનનું કામ પ્રારંભતાપૂર્વે જે શ્રીવેદોનું ને વિદ્યાની અધિષ્ઠાત્રી શ્રીસરસ્વતીનું પૂજન કરીએ છીએ, તથા શાંતિપાઠ ભણીએ છીએ, તે ઉપરથી આપણે આપણા હૃદયમાં એમ સમજવાનું છે કે આપણે શ્રીવેદોનું, તેમાં પણ વિશેષે ઉપનિષદ્‌ભાગનું, સારી રીતે અધ્યયન કરવું જોઇએ, લૌકિકવિદ્યા પણ યથાયોગ્ય સંપાદન કરવી જોઇએ, અને આપણાં હૃદય આપણે અલૌકિક શાંતિથી પરિપૂર્ણ કરવાં જોઇએ. ઉપર કહેલી ત્રણ ક્રિયાઓ કરી, ઉપર કહેલો સાર જો આપણે ગ્રહણ કરી, તેજ પ્રમાણે વર્તવા પ્રયત્નશીળ રહીએ, તો આપણાં સર્વ દુઃખો ને દોષોની નિવૃત્તિ થાય, ને આપણે પરમ સુખીઆ થઇએ, એ વિનાકહેજ સ્પષ્ટ સમજાય એવું છે. આપણે ભટકતે મને માત્ર શ્રીવેદોનું ને શ્રીસરસ્વતીનું પૂજન કરી જઇએ, ને શાંતિપાઠ ભણી જઇએ, પણ ઉપર કહેલો સાર જો ન ગ્રહણ કરીએ તો તેનો નામમાત્રજ લાભ થાય, વાસ્તવિક લાભ ન થાય, એ સ્પષ્ટજ છે.

ભાઇઓ! આપણે સર્વેએ આપણા પ્રાચીન પુરુષોની મહત્તાનું સતત સ્મરણ રાખી પવિત્ર ઔદીચ્ય બ્રાહ્મણ થવા ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ. આમ કરીએ તોજ આપણે આપણાં સંમેલનો કરવામાં જે દ્રવ્યનો વ્યય કરીએ છીએ, તથા શરીરાદિવડે શ્રમ લઇએ છીએ, તે સાર્થક થયાં ગણાય, નહિ તો તે બધું નિરર્થક ગયુંજ ગણાય. પવિત્ર ઔદીચ્ય બ્રાહ્મણનું સ્વરૂપ કેવું હોવું જોઇએ તે તમને આપવામાં આવેલું નાનું પત્ર તમને સ્પષ્ટ રીતે જણાવશે, એટલે અહિં તે વિષે વધારે કહેવાની કાંઈ પણ અગત્ય નથી.

આવતા વર્ષસુધી આ સમાજની જે જગાનું કામ કરવા જે ગૃહસ્થ નીમાય તે ગૃહસ્થે તે જગાનું કામ ઘણાજ ઉત્સાહથી નિયમ-

પૂર્વક કરવા પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી સમાજના હેતુઓ વેળાસર ફળીભૂત થાય.

બંધુઓ! આપણા આ બ્રહ્મસમાજના ઉદ્દેશને ફળીભૂત કરવા-માટે તમારામાંથી જેઓ મન, વિદ્યા, વાણી, શરીર ને ધનવડે પ્રયત્ન કરવા સમર્થ હોય તેમણે તે સર્વવડે ને જેઓ પોતાનાં ન્યૂન સાધન-વડે પ્રયત્ન કરવા સમર્થ હોય, તેમણે ન્યૂન સાધનવડે ભાવપૂર્વક પ્રયત્ન કરવો ઉચિત છે. પરમકૃપાળુ પ્રભુ સૌ બંધુઓના મનમાં કર્તવ્યનિષ્ઠાની ઉંચા પ્રકારની લાગણી પ્રકટાવવા કૃપા કરે એમ તેઓશ્રીપાસે પ્રાર્થના કરી હવે વાણીસહિત વૃત્તિ વિરામ પામે છે. ૐ"

આ ભાષણના શ્રવણમાં શ્રોતાઓનાં મન એકાગ્ર થયેલાં જણાતાં હતાં. સમાજમાં સર્વને ઘણી સારી અસર થઇ હોય એમ તેઓની મુખમુદ્રાઓપરથી વિવેકીઓને જણાયું હતું. વચ્ચે વચ્ચે ઉપદેશક વચનોના શ્રવણથી થયેલા હર્ષને શ્રોતાઓ તાળીઓના નાદવડે પ્રદર્શિત કરતા હતા. ભાષણ પૂરું થયા પછી તરતજ સૌએ હર હર મહાદેવ-ના આનંદજનક નાદથી તેને વધાવી લીધું હતું, ને પૂજ્યપાદશ્રીની જય બોલાઈ હતી.

શાંતિ પથરાયા પછી ઉપપ્રમુખ શ્રીયુત વિદ્યાશંકરભાઇએ કહ્યું કેઃ—"આપણામાં નીતિની, રીતિની, કેળવણીની ને કહેણી તેવી રહે-ણીની જરૂર છે, અને તે જરૂરીઆત હવે દેખાવા લાગી છે.

આપણા બંધુઓમાંના ઘણા પ્રતિનિધિઓ આ પ્રસંગે આવી શક્યા નથી. દૂરપ્રદેશ અને તાપ વગેરે કારણને લીધે એમ થયું છે.

આપણે કરવાનું કામ સંગીન છે. જેમ બોલીએ તેમ ચાલવાનું છે. આપણા પ્રમુખ મહાત્માશ્રીએ આપણને ઉત્તમ બોધ આપ્યો છે, અને આપણા વિદ્વાન્ ગણપતરામભાઇએ આપણને વિદ્વત્તાભરેલું ભાષણ સંભળાવ્યું છે.

આપણામાં જે ખામી છે, તે બાળલગ્નની છે. આ સવાલ વડોદરારાજ્યમાં કાયદો થવાથી હસ્તી ધરાવતો નથી. ત્યાં ફ્રી એજ્યુ-કેશન અપાય છે, ને તેથી અંત્યજ લોકો પણ પોતાના હકો માગે એવી સ્થિતિ ઉપર આવ્યા છે. કેળવણીની બાબતમાં મારે કહેવું જોઇએ કે આપણામાં કેટલા ગ્રેજ્યુએટો છે, તે પણ હું જાણતો નથી. આવી બાબતોની નોંધ રહેવી જોઇએ. જેઓ ઉંચી પરીક્ષાઓ પાસ કરે, તેમને શાબાસી આપી, તેમને ઉત્સાહ આપવા વગેરેનું કાર્ય થવું જોઇએ.

હું મારી પોતાની એક વાત તમને કહેવા માગું છું. હું પરદેશ-ગમનનો હિમાયતી છું. સદ્વર્તન અને શુદ્ધભાવથી પરદેશગમન કરે

તેની હું તરફેણમાં છું. મારો છોકરો પરદેશમાં—પેરીસમાં—છે, અને તે એક વખત આવી ગયો, ત્યારે તેને રીતસર પ્રાયશ્ચિત્ત કરાવ્યું હતું. હું ધર્મને માન (તાળીઓના અવાજ) આપીને પરદેશગમન કરવાનો હિમાયતી છું. ધર્મને અનુસરવુંજ જોઇએ. ધર્મનો ત્યાગ કર્યો તેણે સર્વસ્વ ગુમાવ્યું (તાળીઓ) એમ હું માનું છું.* ”

આટલું બોલી તેમણે જણાવ્યું કે “ હવે સમાજના ઉત્સાહી ને કાર્યદક્ષ સામાન્યમંત્રી શ્રીયુત **દલસુખરામ મગનલાલ દવે** સમાજનો ગયા વર્ષનો વૃત્તાંત વાંચી સંભળાવશે.” જે ઉપરથી તેઓ બોલવા ઉભા થયા, ને તેમના તરફથી છપાવેલ બ્રહ્મસમાજના[1] હિસાબના કાગળો સમાજમાં વહેંચાવા લાગ્યા, તે સમયમાં શ્રીયુત **અંબાશંકર લાલજી ઠાકરે** પોતાની બનાવેલી એક કવિતા ગાઇ બતાવી હતી.

ત્યારપછી સામાન્યમંત્રી રા. રા. દલસુખરામ મગનલાલ દવેએ સમાજનો વાર્ષિકવૃત્તાંત વાંચી સંભળાવ્યો હતો. જેમાંનો અતિ અગત્યનો ભાગ નીચે પ્રમાણે હતો:—

“ પરમપુજ્ય પ્રમુખશ્રી ! સન્નારીઓ ! અને જ્ઞાતિબંધુઓ ! કેટલાક મિત્રોના આગ્રહને લીધે મેં આ જગાનો સ્વીકાર કર્યો છે, તેથીજ આજરોજ આ બ્રહ્મસમાજના સામાન્યમંત્રીતરીકે આપની સમક્ષ ઉભો રહી, આ વાર્ષિકવૃત્તાંત વિદિત કરવા હું ભાગ્યશાળી થયો છું.*

બંધુઓ ! સંમેલનોથી આપણને ઘણા લાભો થાય છે, તેથી આ કાર્યને માટે જો કંઇ ખર્ચ થાય, તો શું તેને તમે નિરર્થક થયેલો ગણશો ? અવળા તર્કો કરવાથી આપણે ઘણો કાળ નુકસાન પામ્યા છીએ. ખરી વાત છે કે ઉપયોગી સુધારા તત્કાળ આપણાથી થઇ શકતા નથી, પણ આ વાત આપણે ભૂલી જવી ન જોઇએ કે સુધારા કરવા એ સમાજનું કામ નથી; સમાજ તો માત્ર પોતાનો અભિપ્રાય દર્શાવી, આપણું મનોબળ કેળવી શકે.*

બંધુઓ ! આપણી સુસ્તી અને નિરાશબુદ્ધિને લઇને આપણે આપણાથી પાછળ સ્થાપન થયેલા અન્ય સમાજોકરતાં, હજી ઘણા પછાત પડી રહ્યા છીએ, એમ કહું તો તે ખોટું ગણાય નહિ. છતાં

---

૧ તેમાં તેમણે રૂ. ૧૨૩-૧૩-૩ અનામત, રૂ ૧૧૫૪-૦-૦ સાતમા સંમેલનના લેણાપેટે આવ્યા, રૂ. ૮૩૫-૧૨-૦ આઠમા સંમેલનના લેણાપેટે આવ્યા, રૂ. ૫૧૧-૬-૬ વિદ્યાર્થીઓ વગેરે પાસેથી આવ્યા, ને રૂ. ૧૦૬-૧૩-૬ વ્યાજના મળી કુલ રૂ. ૨૭૩૧-૧૩-૩ જમા બાજુ; ને રૂ. ૧૨૮૦-૦-૮ વિદ્યાર્થિભવનનું ખર્ચ, રૂ ૨૭-૧૦-૦ સામાન્યમંત્રીહસ્તુનો ખર્ચ, ને રૂ. ૫૬-૬-૦ જૂના મંત્રીહસ્તુનો ખર્ચ મળી રૂ. ૧૩૬૪-૦-૮ ઉધાર બાજુએ જણાવી રૂ. ૧૩૬૭-૧૨-૭ સીલીક જણાવી હતી.

ઘણા આનંદની વાત છે કે છેલ્લા સમાજપછી આપણી ઉલટ અને ઉત્સાહમાં ઘણો વધારો થયેલો જોવામાં આવે છે. ગૃહસ્થો! આપણે વખતને માન આપતાં શીખવું જોઇએ, અને જમાનાના પ્રવાહની સાથે આપણો વેગ ચાલુ રાખવો જોઇએ.*

બંધુઓ! જો આપણે આપણી ઉન્નતિ ચાહતા હોઇએ, તો આપણે પણ આપણા સમાજને ઘણાજ સંગીન પાયાઉપર ગોઠવી, તેને ધોરણુસર ચાલુ મેળવી, તેના મતપ્રમાણે સર્વ બંધુઓએ પોતપોતાનો લાગવગ વાપરી જ્ઞાતિમાં અમલ કરવા પ્રયાસ આદરવો જોઇએ. પેટા સમાજોએ આ મુખ્ય સમાજસાથે ભળી જઈ તેના અંગની સંસ્થા-તરીકે કામ કરવા સ્વીકારવું જોઇએ.*

આઠમા સમાજવખતે બંધુજનોએ આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓ-માટે અમદાવાદમાં એક વિદ્યાર્થિભવન ઊઘાડવામાટે અપૂર્વ ઉલટ બતાવેલી, અને તે નિમિત્તે ઉદાર હાથે નાણાંની મદદમાટે કબુલતો આપવામાં આવી હતી. આ કબુલતોને આધારે અને તે નાણાં જલદીથી વસુલ આવશે, એવા ભરોસાઉપરથી સંવત્ ૧૯૬૭ના અષાડસુદિ ૨ ને બુધવારના શુભ દિવસે સવારના ખાડીઆમધ્યે, એક સ્વચ્છ અને હવા ઉજાસ વગેરે દરેક રીતની સગવડવાળું મકાન હાલ તુરતમાટે ભાડે રાખી, આપણા પ્રમુખ પરમકૃપાળુ મહાત્મા શ્રીમન્નથુરામશર્માના પવિત્ર હસ્તે આપણી જ્ઞાતિના એક ભવ્ય મેળાવડાસંમુખ એક વિદ્યાર્થિ-ગૃહ ખુલ્લું મૂકવામાં આવ્યું છે. આપ જાણીને ખુશી થશો કે હાલ તે ભવનનો દશ વિદ્યાર્થીઓ લાભ લે છે.*

ભવનમાં વિદ્યાર્થીઓને સાદો પણ પૌષ્ટિક ખોરાક આપવામાં આવે છે. તેમને માટે સ્નાનસંધ્યાદિની ઋતુપ્રમાણે સગવડ કરી છે, અને દીવાબત્તીની તેમજ સુવાબેસવાની અને અભ્યાસ કરવાની સાદી ગોઠવણ કરી આપવામાં આવી છે. વળી તેમની દેખરેખસારુ એક સુપ્રિન્ટેન્ડેન્ટ રાખવામાં આવેલ છે. જેનું કર્તવ્ય વિદ્યાર્થીઓની નીતિરીતિ તથા અભ્યાસઉપર દેખરેખ રાખવાનું છે. ભવનની નિયમસર વ્યવસ્થા કરવા, તથા તે ઉપર બારીક દેખરેખ રાખવા, એક વ્યવસ્થાપકમંડળ નીમવામાં આવ્યું છે. આ મંડળ પ્રસંગોપાત્ત ભવનમાં પોતાની સભા ભરી યોગ્ય વ્યવસ્થા કરે છે.

આ તમામ સગવડબદલ દરેક મોટી ઉમ્મરના વિદ્યાર્થીદીઠ દરમાસે રૂ. ૮ આઠ, તથા નાની ઉમ્મરના વિદ્યાર્થીદીઠ દરમાસે રૂ. ૬ છ નું લવાજમ લેવાનું હાલ તુરત ઠરાવ્યું છે, અને આ લવાજમની સઘળી રકમ વિદ્યાર્થીઓના ખોરાકપાછળજ ખર્ચી નાખવામાં આવે છે. બાકીનો વધારાનો તમામ ખર્ચ સમાજની આવકમાંથી આપવામાં આવે છે.

ભવન શરૂ થયું ત્યારથી ચાલુ સાલના એપ્રીલ માસની આખરસુધીનો હિસાબ નીચે પ્રમાણે છે:—

| રૂ. આ. પા. | કઈ બાબતના આવ્યા. |
|---|---|
| ૫૧૧—૬—૬ | વિદ્યાર્થીઓના લવાજમના આવ્યા. |
| ૭૨૯—૧૨—૦ | સમાજની ઉઘરાણીમાંથી આવ્યા. |
| રૂ. ૧૨૪૧—૨—૬ | |

## માત્ર વિદ્યાર્થિભવનનું ખર્ચ.

| રૂ. આ. પા. | |
|---|---|
| ૬૪૦—૭—૫ | વિદ્યાર્થીઓનું ખોરાકીખર્ચ. |
| ૨૧૪—૧૩—૯ | વાસણકુસણ વગેરેનું ખર્ચ. |
| ૧૮૪—૯—૦ | મકાનભાડું. |
| ૨૨૮—૨—૬ | નોકરોના પગાર. |
| ૧૨—૦—૦ | કંટીજંટ ખર્ચ. |
| ૧૨૮૦—૦—૮ | |

આ ખર્ચઉપરાંત સમાજના વહીવટમાં પણ ખર્ચ થાય છે, જેની તપસીલ ખજાનચીના હિસાબમાં આવે છે. ઉપરના આંકડાઉપરથી જણાશે કે આવકકરતાં ખર્ચ વધારે છે, એટલે કે ખર્ચપૂરતી પણ ઉઘરાણી વસુલ આવી શકી નથી. જો વિદ્યાર્થીઓનો લવાજમ બાદ કરીએ, તો ખર્ચકરતાં સુમારે અડધી રકમ વસુલ આવેલી ગણાય. આપણા ઉમંગી બંધુઓ જેઓએ ભવન ઊઘડેથી મદદ આપવા કબુલ કીધું છે, તેમને આ હકિકત શોભાભરેલી નથી. ભવનના ખર્ચનો હિસાબ દર ત્રણ માસે ઔદીચ્યહિતેચ્છુપત્રમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે. ઉપરની હકિકતઉપરથી આપને જણાશે કે વિદ્યાર્થિભવનનું કામ નાણાંશિવાય બીજી બધી રીતે વ્યવસ્થાપૂર્વક ગોઠવાયું છે. મારા સમજવા પ્રમાણે તેનો હિસાબ ત્રિમાસિકને બદલે નિયમિત રીતે દરમાસે પ્રકટ થવો જોઈએ, અને જો નાણાંની મદદ ચાલુ મળ્યા કરશે, તો આગળ ઉપર આપણે આપણા વિદ્યાર્થિભવનને એક ભવ્ય સંસ્થા બનાવી શકીશું.

ઉપર જણાવેલા વિદ્યાર્થિભવનઉપરાંત સુરતમાં શ્રીઔદીચ્યપ્રભાકરતરફથી એક 'પ્રભાકરવસતિગૃહ' ખોલવામાં આવ્યું છે. તેમાં હાલ આઠ વિદ્યાર્થીઓ દાખલ થયા છે.*

આપણા આ સમગ્ર ઔદીચ્યબ્રહ્મસમાજની સ્થાપનાને પરિણામે આપણી જ્ઞાતિમાં અન્યરીતે ઘણી મોટી જાગૃતિ થયેલી જોવામાં આવે છે.*

અષ્ટમસમાજ વિસર્જન થયા બાદ અમદાવાદના શ્રીઉદીચ્યમિત્ર-મંડળતરફથી જ્ઞાતિનું એક સ્થાનિક સંમેલન થયું હતું.*

આ શિવાય અમદાવાદમાં યુનિયન ક્લબ, ને સપ્તઋષિમંડળ વગેરે બીજાં પણ મંડળો સ્થપાયેલાં છે. તેઓ સર્વે પોતપોતાની દિશા-માં ઉત્સાહપૂર્વક જ્ઞાતિની સેવા બજાવે છે.

બીજું એક સંમેલન ઝાલાવાડના સત્તર તાલુકાના સંમેલનના નામથી શ્રીવઢવાણકાંપમાં મળ્યું હતું.*

ઉપરોક્તના જેવોજ એક બીજો મેળાવડો શ્રીઔદીચ્ય ખરેડી સમવાય શ્રેયઃસાધકસભાના પ્રયાસથી શ્રીવીરપુર મુકામે થયો હતો.*

ત્રીજું સંમેલન ગઇ સાલમાં નવેમ્બરની તારીખ ૩-૪-૫ મીના રોજ પણસોરા મુકામે ખેડા બેંતાળીશ સમુદાયનું મળ્યું હતું.*

લુણાવાડા, સુરત, રાંદેર, મુંબઈ, ભાવનગર, જામનગર ને લીંબડી વગેરે સ્થળોએ અમદાવાદના જેવાં મિત્રમંડળો અને બંધુ-સમાજોની સ્થાપના થયેલી જોવામાં આવે છે. તેઓ પણ આપણા સમાજના સઘળા ઉદ્દેશોને પોષણ આપવા પોતાના પ્રયાસો કરી રહ્યાં છે. રાંદેરના એક ગૃહસ્થે સ્વજ્ઞાતિના વિદ્યાર્થીને એક સ્કૉલરશીપ આપવાની બીના બહાર આવ્યાને થોડા દિવસ થયા નહિ, એટલામાં હાલ માર્ચમહિનાના પહેલા અઠવાડીઆના વર્તમાનપત્રોમાં વાંચવામાં આવ્યું કે ખંભાત સ્ટેટના દીવાન આપણી જ્ઞાતિના આભૂષણરૂપ રા. બ. માધવરામભાઇએ આપણી જ્ઞાતિનો જે વિદ્યાર્થી મેટ્રીક્યુલેશનમાં સર્વથી ઉંચે નંબરે પાસ થાય તેને રૂ. ૧૦ દશની માસિક સ્કૉલર-શીપ આપવાનું ઠરાવ્યું છે.*

અન્ય મંડળો જો આ સમાજને પોતાના કેંદ્રસ્થાનતરીકે સ્વીકારે, અને સમાજના કાર્યાલયમાં પોતાની હીલચાલોની ખબર આપ્યા કરે, તો તેથી તેમને પોતાને ને સમગ્ર જ્ઞાતિને અત્યંત લાભ થવો સંભવે છે, માટે તેવી કોઇ યોજના થવી ઉચિત જણાય છે. હવે છેલ્લી પરંતુ સર્વથી વધારે આનંદદાયક એક હકિકત જણાવતાં મને હર્ષ ઉત્પન્ન થાય છે કે ગયા ચૈત્રસુદિ ૧ ના દિવસે આપણી જ્ઞાતિના સુપ્રસિદ્ધ સાક્ષર અને ગર્ભશ્રીમંત વડોદરાનિવાસી શ્રીયુત રણછોડલાલ અમૃતલાલ દેશાઇ જેઓ વડોદરારાજ્યના એક જાગીરદાર છે, તેઓને તેમના મિત્રો અને આશ્રિતોતરફથી "ભારતીભક્તાભરણ"ના લેખ-વાળો સુવર્ણપદક અર્પણ કરવા દબદબાભરેલો વિશાળ મેળાવડો શ્રીવડોદરા મુકામે મળ્યો હતો.

આપણા એક ઉદીચ્યબંધુ શ્રીયુત બુલાખીરામ બાપુભાઈ જેઓ

ડેપ્યુટી કલેક્ટરના હોદ્દાઉપર છે, તેમને નામદાર બ્રિટિશ સરકારે રાજ્યાભિષેકની ખુશાલીમાં તેમની સારી રાજ્યસેવા અને જનસેવાની પીછાણમાં રાવબહાદુરનો માનવંતો ખિતાબ આપ્યો છે. જે બદલ તેઓને આપણે મુબારકબાદી આપીએ છીએ.

× અમદાવાદની કોલેજો ને હાઇસ્કૂલો વગેરેમાં આપણી જ્ઞાતિના ૧૫૭ વિદ્યાર્થીઓ ભણે છે. આ શિવાય કેટલાક અત્રેની સ્થાનિક મીલોમાં જુદા જુદા ખાતામાં કામ શીખે છે. ૮૨ વિદ્યાર્થીઓ સંહિતાદિનો અભ્યાસ કરે છે. *

× યુનિવર્સિટિની પરીક્ષાઓમાં એકંદર ૬૫ જણ ફત્તેહમંદ થયા છે. જેટલી સંખ્યા પરીક્ષામાં બેઠી હતી, તેના પ્રમાણમાં આ પરિણામ ઘણું સંતોષકારક છે. *

આપણી જ્ઞાતિમાં કેળવણીનો વધારો કરવા હજી ઘણો પ્રયત્ન થવાની અગત્ય છે. *

શ્રીઔદીચ્યસહસ્રજેવી પ્રૌઢ જ્ઞાતિના પ્રતિનિધિરૂપ જે આપણો સમાજ છે, તેણે કરવા ધારેલાં જ્ઞાત્યુન્નાતનાં કાર્યોમધ્યેનાં ઘણાંક કાર્યો એવાં છે કે જેને માટે દ્રવ્યની અવશ્ય જરૂર પડે. જેટલા પ્રમાણમાં આપણાથી દ્રવ્યની સગવડ બની શકે, તેટલાજ પ્રમાણમાં આપણે આપણા હેતુઓ ફળીભૂત કરી શકીએ. આપણે હાથ ધરેલાં કાર્યો આપણી જ્ઞાતિની કીર્તિમાં વૃદ્ધિ કરે, તે પ્રકારે પાર ઊતારવાં જોઇએ, અને આપણી જરૂરીઆતોતરફ લક્ષ કરતાં, તેવાં કાર્યો પાર ઊતારવામાટે ઘણા દ્રવ્યની અગર મોટી રકમના જાથુકના ઉત્પન્નની જરૂર છે. *

વિદ્યાવૃદ્ધિના ફંડમાં ચાણસ્મામુકામે રૂ. ૧૦૦૦ જાથુકના ફંડખાતે અને રૂ. ૫૭૫ ની વાર્ષિક બક્ષીશની કબુલાતો મળી હતી. અમદાવાદસમાજમાં રૂ. ૨૫૦૦ જાથુકના ફંડખાતે અને રૂ. ૧૯૫૦ ની વાર્ષિક બક્ષીશની કબુલાતો મળી હતી; એટલે વાર્ષિક ઉપજ ચાલુ સાલમાં રૂ. ૨૫૨૫ ની આશરે મળવી જોઇતી હતી, તેને બદલે અત્યારસુધીમાં માત્ર રૂ. ૭૨૯-૧૨-૦ વસુલ આવેલા છે. કબુલેલા રૂપીઆ વખતસર ન આવે તો આગળ ઉપર પોતાની મેળે નવા મોકલવાની આશા કેમ રાખી શકાય ? બોર્ડિંગનું જમાખર્ચ પ્રથમ બતાવી જવામાં આવ્યું છે. તે ઉપરથી આપના જોવામાં આવશે કે આવી રીતે પૂરતી આવકવગર આપણો કારભાર કેમ ચાલી શકશે? આ પ્રમાણે કબુલાયેલી રકમ જો આપવામાં આવે નહિ, તો બોર્ડિંગનો ચાલુ ખર્ચ શાઉપર નભી શકે? *

× ઔદીચ્યમિત્ર શ્રીયુત ગિરિજાશંકર કાશીરામ દ્વિવેદીના મંદવાડને લીધે બંધ પડેલું હોવાથી હાલ આપણી જ્ઞાતિના લાભની

ચર્ચા ચલાવનાર બે માસિકપત્રો છે. તે મધ્યે એક અમદાવાદખાતે પ્રકટ થતું ઔદીચ્યહિતેચ્છુ છે, ને બીજું પત્ર સુરતખાતે પ્રસિદ્ધ થતું ઔદીચ્યપ્રભાકર છે. * *

× આપણે આપણા પોતાના અને સમગ્ર જ્ઞાતિના હિતને ખાતર મતમતાંતર, પક્ષાપક્ષી, દુરાગ્રહ, દ્વેષબુદ્ધિ ને અયોગ્ય ધર્માંધપણું વગેરે આપણા લાભોના બાધક દુર્ગુણો સત્વર દૂર કરી, આપણો પ્રાચીન પ્રભાવ અને શ્રેષ્ઠપણું ટકાવી રાખવા અર્થે, અને આપણી સાર્વજનિક ઉન્નતિ અર્થે, જગતની હરોલમાં તૈયાર ઊભા રહેવાને આપણો પ્રયાસ પૂર જોરથી આદરવામાં આપણા તમામ બુદ્ધિબળ અને શક્તિનો ઉપયોગ કરવો જોઇએ.

'Heaven helps those who help themselves.' જેઓ પોતાની જાતને મદદ કરે છે તેમનેજ ઇશ્વર મદદ કરે છે. ૐ."

શ્રીયુત દલસુખરામભાઇએ ઉપર પ્રમાણે આપણી આધુનિક સ્થિતિનું ભાન કરાવી ભવિષ્યના હિતકર ઉપાયો જણાવ્યા, તેથી સૌ શ્રોતા પ્રસન્ન થયા હતા, તથા તેમના મનઉપર તે ભાષણની સારી અસર થઈ હતી. વચ્ચે વચ્ચે તાળીઓના અવાજથી તેમના વિચારને શ્રોતાઓ અનુમોદન આપતા હતા. તેમનું ભાષણ પૂરું થયા પછી શ્રીયુત ગિરિજાશંકર કાશીરામ દ્વિવેદીએ આ વૃત્તાંત મંજુર કરવાની દરખાસ્ત મૂકી હતી, અને પોતાની દેખરેખનીચે ચાલતા મુંબઈના અનાથાશ્રમની કેટલીક હકિકત ને અનુભવ જણાવ્યાં હતાં.

જામનગરવાળા શ્રીયુત મણિશંકર અંબારામ રાવળ બી. એ. એમણે આ વૃત્તાંતને મંજુર કરવાની દરખાસ્તને અનુમોદન આપ્યું હતું.

તે વૃત્તાંત સર્વાનુમતે મંજુર થયો હતો.

ત્યારબાદ શ્રીયુત નર્મદાશંકર લાધાભાઇ રાવળ વિષયવિચારકમંડળ નીમવાની દરખાસ્ત મૂકતાં પ્રમુખશ્રીને વંદન કરીને બોલ્યા કે "આજનો દિવસ આપણી જ્ઞાતિની તવારીખમાં નોંધવાજેવો છે. ઇશ્વરની અને સદ્‌ગુરુની કૃપાથી આપણે એકઠા થયા છીએ. × આપણે જડત્વ ટાળવામાટે અને ચૈતન્ય લાવવામાટે અત્ર એકઠા થયા છીએ. ×

આપણી ઉન્નતિ સાધ્ય કરવામાટે આ સમાજમાં હાથ લેવાના વિષયો ચુંટી કાઢવા જુદા જુદા માણસોનું એક વિષયવિચારકમંડળ નીમવું જોઇએ. તે વિચારવાજેવા વિષયો નક્કી કરી આપણી સામે મૂકે એવી હું દરખાસ્ત મૂકું છું. તેને આપ સૌ યોગ્ય લાગે તો સંમત થશો. આ નામોની ટીપમાં યોગ્ય માણસોનો ઉમેરો કરવાની સત્તા પણ એ મંડળને આપશો." એમ કહી તેમણે વિષયવિચારકમંડળમાં નીમવાયોગ્ય સભ્યોનાં નામોની ટીપ નીચે પ્રમાણે વાંચી સંભળાવી હતી:—

| અનુક્રમાંક. | | નામ. | વતન. |
|---|---|---|---|
| ૧ | શ્રીયુત | વિદ્યાશંકર કરુણાશંકર આચાર્ય. | પાટણ. |
| ૨ | ,, | ગણપતરામ અનુપરામ ત્રવાડી. | સુરત. |
| ૩ | ,, | દામોદરદાસ સાંકળેશ્વર રાવળ. | અમદાવાદ. |
| ૪ | ,, | ગિરિજાશંકર કાશીરામ દ્વિવેદી. | ભાવનગર. |
| ૫ | ,, | નર્મદાશંકર લાધાભાઇ રાવળ. | રાજકોટ. |
| ૬ | ,, | દયાશંકર મોતીરામ જાની. | વઢવાણ. |
| ૭ | ,, | કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદી. બી. એ. | અમદાવાદ. |
| ૮ | ,, | ઓધવજી હીરજી બધેકા. | ભાવનગર. |
| ૯ | ,, | ભવાનીશંકર ઇંદ્રજી શુકલ. | રાજકોટ. |
| ૧૦ | ,, | અનુપરામ રામજી ભટ્ટ. બી.એ. એલ્.એલ્. બી. | સીહોર. |
| ૧૧ | ,, | મનસુખલાલ હરિભાઇ શુકલ. | પાટડી. |
| ૧૨ | ,, | ચુનીલાલ કકલભાઇ. | અમદાવાદ. |
| ૧૩ | ,, | શિવશંકર બાપાલાલ રાવળ. બી. એ. | ,, |
| ૧૪ | ,, | મણિશંકર અંબારામ રાવળ. બી. એ. | જામનગર. |
| ૧૫ | ,, | મહાશંકર મયાશંકર ત્રવાડી. બી. એ. | હડિયાણા. |
| ૧૬ | ,, | મણિશંકર જયાનંદ ભટ્ટ. બી. એ. | ભાવનગર. |
| ૧૭ | ,, | ગોપીનાથ વૈજનાથ યાજ્ઞિક. | ઊસરડ. |
| ૧૮ | ,, | જમિયતરામ નરભેરામ ત્રવાડી. | સુરત. |
| ૧૯ | ,, | દલસુખરામ મગનલાલ દવે. | વીરમગામ. |
| ૨૦ | ,, | ગોવિંદજી મૂળજી રાવળ. | મુંબઈ. |
| ૨૧ | ,, | કાનજી જાદવજી દવે. | બાલખા. |
| ૨૨ | ,, | ત્ર્યંબકલાલ ત્રિભુવન વ્યાસ. | રાજકોટ. |
| ૨૩ | ,, | હરગોવિંદ અંબારામ જાની. | મુંબઈ. |
| ૨૪ | ,, | કેશવલાલ ઓધડભાઇ જોશી. | કુંતિયાણા. |
| ૨૫ | ,, | અંબાશંકર વૈકુંઠરામ દવે. | નાદોલ. |
| ૨૬ | ,, | કૃપાશંકર ઝીણાભાઈ પંડયા. | અમરેલી. |
| ૨૭ | ,, | હરગોવિંદ શ્યામજી પાઠક. | ચલાળા. |
| ૨૮ | ,, | મણિશંકર સોમનાથ રાવળ. | કરાંચી. |
| ૨૯ | ,, | મયારામ જીવાભાઈ ભટ્ટ. | કુંતિયાણા. |
| ૩૦ | ,, | હરજીવન જીભાઈ શુકલ. | આંબા. |
| ૩૧ | ,, | લજ્જારામ કેશવરામ ઉપાધ્યાય. | પાટણ. |
| ૩૨ | ,, | દેવશંકર સોમેશ્વર. પંચોળી. | ચાણસ્મા. |
| ૩૩ | ,, | ભાઇશંકર ધનજી દવે. | સીહોર. |
| ૩૪ | ,, | દયાળજી લીલાધર વ્યાસ. | ચુડા. |

| અનુક્રમાંક. | નામ. | વતન. |
|---|---|---|
| ૩૫ | શ્રીયુત ત્રિભોવન બાલુભાઇ રાવળ. | ચુડા. |
| ૩૬ | ,, ધનેશ્વર નાગેશ્વર ભટ્ટ. | લીંબડી. |
| ૩૭ | ,, ભાઇશંકર દેવકૃષ્ણ રાવળ. | ,, |
| ૩૮ | ,, નાગરદાસ લાધારામ ભટ્ટ. | ,, |
| ૩૯ | ,, નથુરામ મહાશંકર શુક્લ. | હળવદ. |
| ૪૦ | ,, જયશંકર નારણજી પંડ્યા. | સીહોર. |
| ૪૧ | ,, નરભેરામ કાશીરામ શુક્લ. | ગોંડળ. |
| ૪૨ | ,, જટાશંકર હરિશંકર શુક્લ. | શિયાણી. |
| ૪૩ | ,, નાનાલાલ હરજીવન જાની. | રાધનપુર. |
| ૪૪ | ,, ત્રિભુવનદાસ કૃષ્ણારામ. | થામણા. |
| ૪૫ | ,, જીવણરામ જટાશંકર શુક્લ. | પાટડી. |
| ૪૬ | ,, મોતીલાલ અંબારામ રાવળ. | લખતર. |
| ૪૭ | ,, નથુરામ લલ્લુરામ ભટ્ટ. | ગોઝારીઆ. |
| ૪૮ | ,, પ્રભુરામ શંકરભાઇ જોશી. | ઉપલેટા. |

આ ઠરાવને શ્રીયુત લજ્જારામ કેશવરામ ઉપાધ્યાયે અનુમોદન આપ્યું હતું, તથા શ્રીયુત જટાશંકર હરિશંકર શુક્લે તેને વિશેષ અનુમોદન આપ્યું હતું. પછી આ દરખાસ્ત સર્વાનુમતે મંજુર થઈ હતી.

ત્યારપછી સમાજના મંડપમાં બપોરના ૨ થી ૩ા સુધી વિષયવિચારકમંડળના સભ્યોને એકઠા મળવાની સૂચના સામાન્યમંત્રીએ આપી હતી, અને જણાવ્યું હતું કે "કોઇને કાર્યક્રમપૈકી કોઈ પણ વિષયઉપર બોલવાનો વિચાર હોય તો તેમણે વિષયવિચારકમંડળમાં હાજર થઈ વિષયનું અને પોતાનું નામ જણાવી જવું."

પછી શાંતિપાઠની છાપેલી પ્રતો આનંદાશ્રમતરફથી સમાજમાં વહેંચાઈ હતી, અને શાંતિપાઠ ભણુવામાં આવ્યો હતો. છેવટ પ્રમુખશ્રીએ જણાવ્યું કે "વિષયવિચારકમંડળ જે કાર્યક્રમ નક્કી કરશે, તે પ્રમાણે હવે કાર્ય ચાલશે. વ્યવસ્થાપકમંડળને ભલામણ છે કે કોઈ પણ કાર્ય શરૂઆતમાં શુદ્ધ હોતું નથી, વખત જતાંજ તેમાં થયેલી ભૂલો સુધારી શકાય છે, માટે જેમ બને તેમ મતમતાંતર બાજુએ મૂકી કરવાયોગ્ય કાર્ય બરાબર કરશો, ને વખતનો મિથ્યા વ્યય ન કરવાનું લક્ષમાં રાખશો. બંધારણમાં પણ માત્ર શબ્દની મારામારી ન કરતાં મુદ્દાસર કામ કરશો, અને અગત્યનું કામ કરવામાં બનતાસુધી વિચાર કરીને સૌ એકમત થશો. સત્ય બે હોઈ શકતાં નથી, માટે ઉદારબુદ્ધિ રાખી સૌ સત્યને અનુસરશો."

પછી ભોજનનો સમય થવાથી સમાજ વિસર્જન થયો હતો. તે વેળા શ્રીયુત કૃપાશંકર ઝીણાભાઇ પંડ્યાએ ને અન્ય સભ્યોએ જય-ઘોષવડે સભામંડપ ગજાવી મૂક્યો હતો.

સવારની બેઠકમાં ઠરાવ થયા પ્રમાણે બપોરે ૨ થી ૩ાા સુધી ઉપર જણાવેલા ગૃહસ્થોનું બનેલું વિષયવિચારકમંડળ પ્રમુખશ્રીની સમક્ષ મળ્યું હતું. વિષયવિચારકમંડળે સમાજમાં ચર્ચા કરવાયોગ્ય વિષયો પસંદ કરીને તેના પ્રસ્તાવ કરનાર, અનુમોદન આપનાર, અને વિશેષાનુમોદન આપનારનાં નામોની ટીપ તૈયાર કરી હતી.

## પહેલો દિવસ—બીજી બેઠક.

હર હર મહાદેવના આનંદપ્રદઘોષની વચ્ચે પ્રમુખશ્રીએ પધારી બેઠક લીધા પછી સમાજનું બીજી વેળાનું કાર્ય શરૂ થયું હતું. વિદ્યાર્થી હરિશંકરે પ્રથમ ઈશ્વરસ્તુતિ કરી, પછી શ્રીયુત અંબાશંકર લાલજી ઠાકરે ઈશ્વરસ્તુતિ કરી, પશ્ચાત્ પ્રમુખશ્રીએ પ્રતાપી નામવંત મહારાજાધિરાજ પાંચમા જ્યૉર્જ અને મહારાણી શ્રીમેરીના પ્રવાસનિમિત્તનો પહેલો ઠરાવ રજુ કર્યો હતોઃ—

### ઠરાવ પહેલો.

### મહારાજાધિરાજાદિને અભિનંદન.

"નેકનામદાર મલ્લિકે મોઆઝીમ શહેનશાહ જ્યૉર્જ પાંચમા અને નામદાર શહેનશાહબાનુ મેરી ગયા ડીસેમ્બરમાસમાં દિલ્હીખાતે ગાદીનશીન થવા હિંદમાં પધાર્યા, તથા રાજ્યાભિષેકની ખુશાલીમાં સમસ્ત હિંદી પ્રજાને જે અમૂલ્ય બક્ષીશો આપી, તે માટે આ શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજનું નવમું સંમેલન પોતાની ખુશાલી તથા ઉપકાર જાહેર કરે છે, અને આશીર્વાદ આપે છે કે તેઓ નામદારો આપણા ઉપર અમલ ભોગવવામાટે દીર્ઘાયુષ્ અને સંપૂર્ણ આરોગ્ય ભોગવો."

હર હર મહાદેવના ઘોષવચ્ચે આ ઠરાવ પસાર થયો હતો.

ઠરાવ મંજુર થતાં સાર્વભૌમ મહારાજાની જય બોલાવી શ્રોતાઓએ સભામંડપ ગજાવી મૂક્યો હતો.

પછી પ્રમુખશ્રીએ નીચે પ્રમાણે બીજો ઠરાવ મૂક્યો હતોઃ—

### ઠરાવ બીજો.

### બીલખાદરબારોનો આભાર ને અભિનંદન.

"બીલખાના નામદાર દરબાર શ્રીભીમાવાળા દેશાવાળા તથા દરબાર શ્રીભાણવાળા દેશાવાળા અને દરબાર શ્રીકાંથડવાળા નાજા-

વાળાતરફથી આ સંમેલનતરફ જે સારો ભાવ બતાવવામાં આવ્યો છે તેને સારુ આ સમાજ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે. વળી દરબાર નામદાર કાંથડવાળાનો આજે રાજ્યાભિષેક થયો છે તે સંબંધી આ સમાજ તેમને અભિનંદન આપે છે."

તાળીઓના ગડગડાટ અને હર્ષના અવાજોવચ્ચે આ ઠરાવ પણ પસાર થયો હતો.

આ બંને ઠરાવો પ્રમુખશ્રીતરફથી યોગ્ય સ્થળે મોકલાયા હતા. તેમાં પહેલો ઠરાવ તારથી મુંબઇના નામદાર ગવર્નર સાહેબ બહાદુરને મોકલવામાં આવ્યો હતો, તેનું તે નામદારના ખાનગીમંત્રીતરફથી નીચે પ્રમાણે ઉત્તર આવ્યું હતું:-




GOVERNMENT HOUSE.

MAHABLESHWAR.

*21st May 1912*

SIR,

I am desired by His Excellency the Governor to acknowledge, with thanks, the receipt of your message dated 19th May 1912, conveying a Resolution passed at the conference of the Audich Brahmin community of India, in which they express their sentiment of loyalty towards their Imperial Majesties the King Emperor and Queen Empress; and to say that it will be forwarded to the proper quarter.

Yours faithfully

**C. C. Watson.**

The President

Conference of the Audich Brahmin Community of India.

BILKHA.

ગુજરાતી ભાષાંતર.

## મુંબઇના નામદાર ગવર્નર સાહેબના ખાનગી મંત્રી.

રાજકીયગૃહ—મહાબળેશ્વર.

તા. ૨૧ મે ૧૯૧૨.

સાહેબ,

નામદાર ગવર્નર સાહેબે તા. ૧૯ મે ૧૯૧૨ નો તમારો સંદેશો પહોંચ્યાનું ઉપકારસાથે તમને જણાવવાની મને ઇચ્છા દેખાડી છે. જે સંદેશામાં તમે ભારતવર્ષીય ઔદીચ્યબ્રાહ્મણજ્ઞાતિના સંમેલનમાં નામદાર મહારાજાધિરાજ ને મહારાણીતરફ દૃઢ રાજભક્તિ દર્શાવનારો ઠરાવ પસાર થયાનું જણાવ્યું છે. વળી તેઓ કહેવરાવે છે કે તે સંદેશો યોગ્યસ્થળે મોકલાશે.

તમારો વિશ્વાસપાત્ર

**(સહી) સી. સી. વૉટ્સન.**

ભારતવર્ષીય ઔદીચ્યબ્રાહ્મણજ્ઞાતિની સભાના પ્રમુખ પ્રતિ.

**બીલખા.**

પશ્ચાત્ પ્રમુખશ્રીએ ત્રીજો ઠરાવ નીચે પ્રમાણે મૂક્યો હતોઃ—

### ઠરાવ ત્રીજો.

રાજકોટની વેદશાળામાં સાહાય્ય કરનારનો આભાર.

" રાજકોટખાતે સ્થપાયેલી વેદશાળામાં હમેશને માટે પહેલા વર્ગથી તે ચોથા વર્ગસુધીના રાજાસાહેબોતરફથી સારી રકમની વાર્ષિક મદદ આપી સતત નિભાવની ગોઠવણ કરવામાં આવી છે, તે માટે આ સમાજ તેઓનો અંતઃકરણપૂર્વક આભાર માને છે, અને આશા રાખે છે કે બીજા રાજાઓ અને શ્રીમંતો આનું અનુકરણ કરશે. "

હર્ષગર્જનાવચ્ચે આ ઠરાવ પસાર થયો હતો.

આ ઠરાવ લાગતાવળગતાને મોકલી આપવા વિનતિ થતાં તે મોકલી આપવામાં આવ્યો હતો.

પછી શ્રીયુત સામાન્યમંત્રીએ જાહેર કર્યું કે ગાંફની ઔદીચ્ય-જ્ઞાતિસમસ્તતરફથી રૂ. ૨૫) નો મનિઑર્ડર તારથી મોકલવામાં આવ્યો છે તે સ્વીકારવામાં આવ્યો છે.

જ્ઞાતિની આ મદદ મળતાં વિદ્યાર્થી હરિશંકરે એક અસરકારક કવિતા ગાઇ, અને કેટલુંક અસરકારક વિવેચન કરી સૌને આમ મદદ કરવા સૂચવ્યું હતું. પછી શ્રીયુત અંબાશંકર લાલજી ઠાકરે કર્તવ્યભાન થવાની કવિતા ગાઇ બતાવી હતી, તે પરિશિષ્ટ અંક ૨ માં મૂકી છે.

પછી શ્રીયુત સામાન્યમંત્રીએ કહ્યું કે "આ સમાજનું કાયમનું બંધારણ કરવાનું છે, તેનો ખરડો શ્રીયુત ગિરિજાશંકર કાશીરામ

દ્વિવેદીતરફથી શ્રીયુત જમિયતરામ નરભેરામ ત્રવાડી વાંચી સંભળાવશે."
પછી શ્રીયુત જમિયતરામ નરભેરામ ત્રવાડી બોલ્યા કે "લાંબા વખતસુધી આ ખરડાઉપર વિચાર કરવામાં આવ્યો છે. હું આશા રાખું છું કે તેમાં ઘટતો સુધારો થઇ તે મંજુર થશે."

પછી તેમણે સમાજના બંધારણનો ખરડો કલમવાર વાંચી સંભળાવ્યો હતો. પછી નીચે પ્રમાણેનો ઠરાવ વાંચ્યો હતોઃ—

### ઠરાવ ચોથો.

### બંધારણ.

"આ સમાજનો એવો અભિપ્રાય છે કે સમાજનું વ્યવસ્થાપૂર્વક કામ થવામાટે જાથુકના બંધારણની જરૂર છે, તેથી સમાજ આગળ રજુ થયેલો અને વંચાયેલો આ ધારો ( કોન્સ્ટીટયુશન ) આ સમાજ મંજુર રાખે છે, અને ઠરાવે છે કે તે ખરડાને કાયદેસર રેજીસ્ટર કરાવવા તથા તે નિમિત્તે જે જે ખર્ચ તથા વ્યવસ્થા કરવી જરૂરની જણાય તે સમાજતરફથી કરવા સામાન્યમંત્રીને સત્તા છે. વળી એવું પણ ઠરાવે છે કે આ સમાજનાં પાછલાં સંમેલનોમાં કરેલાં કાર્યો, ઠરાવો, સમાજનું લેણું, દેવું, સમાજની સ્થાવરજંગમ મિલ્કત, તેના સઘળા હિત હકો અને અધિકારસાથે, તથા રોકડ સિલિક વગેરે સમાજને લગતો તમામ હિસાબ, દફ્તર, દસ્તાવેજો તથા તમામ કાગળપત્રો વગેરે બંધારણની રૂઇએ આ સમાજને અર્પણ કરે છે, તથા ઠરાવે છે કે સમાજની દરેક સંસ્થાઓ ને કાર્યાલયો વગેરેનો માલિક આ સમાજ છે, અને તેની વ્યવસ્થા હાલ કરેલા બંધારણને અનુસરીને તેના ધારાધોરણપ્રમાણે હવેથી કરવી."

ઠરાવ વંચાઇ રહ્યા પછી શ્રીયુત ગિરિજાશંકર કાશીરામ દ્વિવેદીએ કહ્યું કે "આપણા સમાજના જીવનરૂપે આ બંધારણ રજુ થાય છે. આ સભા ૨૦ વર્ષથી ઉપજી છે. બંધારણની ખામીને લીધે આઠ સંમેલનો થયાં તેમાં ચોકસ બંધારણ કરી શકયા નથી. વઢવાણમાં થયેલા સંમેલનવેળા રૂ. ૫૦૦૦ બંધારણની ખામીથી વસુલ કરી ન શકયા. ત્રીજા સમાજવખતે નિયમો થયા, પણ ચોથા સંમેલનવખતે તે રજુ કરી શકાયા નહિ. **संशयात्मा विनश्यति** એ વચનપ્રમાણે બંધારણ કરી શક્યા નહિ. શબ્દની મારામારીથી આપણું બંધારણ થઇ શકશે નહિ. ચાર લાખ માણસની આપણી જ્ઞાતિ છે. જોકે તે ગરીબ છે, પણ તેમાં ઔદાર્ય ઘણું છે. ઔદાર્ય ઔદીચ્યના બાપનું છે. પાસે પૈ નહોય તોપણ બતાવી આપે છે કે યોગ્યમાર્ગમાં વપરાય તો ફાયદો થાય. બંધારણની ખામી છે. કાયદેસર બંધારણ થાય તો કાઠિયાવાડ એકમાંથી

લાખ રૂપીઆ ભેળા થઈ શકે. આ બંધારણુ એવા મહત્ પુરુષને હાથે તેમની છાયામાં થયું છે કે આપણે સત્વર ઠેકાણે આવી શકીશું. માટીના પુતળારૂપ આ બંધારણમાં જીવન રોપવું,–પ્રાણુપ્રતિષ્ઠા કરવી, તે આપણું બ્રાહ્મણનું કર્તવ્ય છે. એથી તે મનુષ્ય થશે, અર્થાત્ પૈસા ભરી તેમાં જીવન મૂકવાથી આપણું કાર્ય થશે. ભાઇઓ! સમય આવ્યો છે, માટે તે વગરવાંધાએ પસાર કરશો."

ઉપરની દરખાસ્તને શ્રીયુત કેશવલાલ ઓધડભાઇ જોશીએ તથા શ્રીયુત લજ્જારામ કેશવરામ ઉપાધ્યાયે સારા શબ્દોમાં અનુમોદન આપ્યું હતું, અને શ્રીયુત શિવશંકર બાપાલાલ રાવળ. બી. એ. એમણે વિદ્વતાભરેલા શબ્દોમાં તેને વિશેષાનુમોદન આપ્યું હતું. પછી શ્રીયુત નર્મદાશંકર લાધાભાઇ રાવળ, શ્રીયુત મણિશંકર સોમનાથ રાવળ, તથા શ્રીયુત હરગોવિંદ અંબારામ જાનીએ પણ આ દરખાસ્તને વિશેષાનુમોદન આપ્યાં હતાં.

પછી શ્રીયુત દામોદરદાસ સાંકળેશ્વર રાવળે જણાવ્યું કે "આ ઠરાવમાં મારી એક વિનતિ છે કે આપણે બધા ગરીબ છીએ, માટે આશ્રયદાતા વગેરેની રકમો શરૂઆતમાં નાની ઠરાવવી, તેથી સુધારો મૂકું છું કે રૂ. ૨૦૦૦ ને બદલે આશ્રયદાતામાટે રૂ. ૧૦૦૦ ની રકમ મૂકવી. તેને શ્રીયુત ઓધવજી હીરજી બધેકાએ અનુમોદન આપ્યું હતું કે "રૂ. ૨૦૦૦ ને બદલે રૂ. ૧૦૦૦ અને બીજી દરેક મોટી રકમ અર્ધી કરવા મારો મત છે."

શ્રીયુત ગોવિંદજી મૂળજી રાવળે તેમના કથનને અનુમોદન આપ્યું હતું.

પછી શ્રીયુત અંબાશંકર વૈકુંઠરામ દવેએ તેમાં વધુ સુધારો મૂક્યો કે "પહેલી, બીજી ને ત્રીજી કલમમાં ચોથી કલમ જોડી આપવાથી ઘણો ફાયદો થશે."

પછી માગણીપ્રમાણે મૂળ ખરડામાં સુધારો કરવાથી શ્રીયુત દામોદરદાસે પોતાનો સુધારો પાછો ખેંચી લીધો હતો.

ત્યારપછી શ્રીયુત જમિયતરામ નરભેરામ ત્રવાડીએ અસલ ખરડાની પહેલી ત્રણ કલમમાં ઉપરની માગણીપ્રમાણે સુધારો કરી તે ભાગ ફરીથી વાંચી સંભળાવ્યો હતો. પશ્ચાત્ તે પર વિચાર કરી મત આપવાની સૌને તક આપ્યા પછી સર્વનો મત લઇને હર હર મહાદેવના ઘોષવચ્ચે સર્વાનુમતે તે ખરડો મંજુર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

પછી શ્રીયુત કૃપાશંકર ઝીણાભાઇ પંડયાએ બ્રાહ્મણોની સ્થિતિ-

પર બોલતાં કહ્યું કે "હુ વિદ્વાન્ નથી, કે મને બોલવાનો અભ્યાસ નથી, છતાં આપની પાસે કાલાઘેલા બે બોલ બોલુ છું તેમાં અભ્યાસની ખામીને લીધે ભૂલો થાય તો તેની ક્ષમા આપશો.

બ્રાહ્મણોની ઉન્નતિસાથે સમષ્ટિની ઉન્નાત, અને તેમની અધોગતિસાથે સમષ્ટિની અધોગતિ સમાયેલી છે. ચાર વર્ણમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. બ્રાહ્મણોમાટે હુ ત્રણ બાબતઉપર બોલીશ. તેમની પૂર્વની સ્થિતિ, મધ્યકાળની સ્થિતિ,–હાલની સ્થિતિ, અને તેમનો ઉદય શી રીતે થાય તે બોલીશ. બ્રાહ્મણોની સત્તા કેટલી ? દુર્વાસા ને અગસ્ત્ય–જેવા પ્રતાપી પૂર્વજની આપણે પ્રજા છીએ, દ્રોણાચાર્ય ને કૃપાચાર્ય–જેવા મહર્ષિઓની આપણે પ્રજા છીએ, બ્રાહ્મણોના ચરણારવિંદમાં રાજાઓના મુકુટો રોળાતા, તે સ્થિતિનો વિચાર કરીએ તો આંખમાંથી આંસુને બદલે લોહી પડે છે. આજે મુંબઈ વગેરેમાં ભટ્ટાને નામે બ્રાહ્મણો ઓળખાય છે."

પછી તેમણે ઔદીચ્યાદિ બ્રાહ્મણોની પડતીવિષે એક કવિતા ગાઇ બતાવી. પછી બોલ્યા કે "આગળ વેદ ભણી, તપ કરી, શાપ-વડે કોઇ અપરાધીને બાળી દેતા, તેની સ્થિતિ હાલ કેવી છે ? તેઓ ૨૦ વર્ષસુધી બ્રહ્મચર્ય પાળી લગ્ન કરતા, પણ હાલ પંદર વર્ષની ઉમ્મરમાં તો કેટલાક બાળકના બાપા થાય છે.

આગળ ગુરુકુળમાં અભ્યાસ કરવા જવામાટે મુહૂર્ત જોવાતાં, ત્યારે આજે ભીખ માગવામાટે ખડીઓ સીવડાવવાનાં અને ભીખ માગવા નીકળવાનાં મુહૂર્ત જોવાય છે. અગાઉ જનોઇ દીધી કે ગુરુ-કુળમાં જતા, હાલ ભવાયાની રમતજેવી જનોઇ દેવાની ક્રિયા થઈ છે. દંડઉપર ટીમણ–ભાતું–બાંધે છે, સાત સમુદ્રના સાત પાણીના લીટા ધૂળપર કરે છે, ને વેશ કાઢી મામો તેને તેડી લે છે, બૈરાંઓ 'કાશીએ ભણવા ગયો તો રે બડવો' આ ગીત ગાય છે. ભિક્ષા મા-ગવાનું મૂકી દો. હતપ્રાયમુખે પારકે આંગણે ઊભા ન રહો. સ્વતંત્ર ઉદ્યોગ કર્યા વિના કશું બનવાનું નથી. પ્રયત્ન કરશો તોજ ઉદય થશે."

પછી સંધ્યાવંદનાદિનો સમય થવાથી હર હર મહાદેવના ઘોષ-વચ્ચે પ્રથમ દિવસની બીજી બેઠક પૂરી થઈ હતી.

---

## બીજો દિવસ—પહેલી બેઠક.

### સંવત્ ૧૯૬૮ ના જયેષ્ઠસુદિ ૩ રવિવાર. તા. ૧૯-૫-૧૯૧૨.

સવારના ૮ વાગે પ્રમુખશ્રી સ્વાગતમંડળસાથે પધાર્યા, ને હર હર મહાદેવના ઘોષવચ્ચે આસને બિરાજ્યા પછી શ્રીવેદોનું ને શ્રીસરસ્વતીનું

પૂજન થયું. પછી શ્રીયુત ભવાનીશંકર ઇંદ્રજી શુક્લ એક શાન્તિપ્રદ શ્લોક બોલ્યા, ને શાન્તિપાઠની છાપેલી પ્રતિઓમુજબ શાન્તિપાઠ ભણાયો.

પ્રથમ શ્રીયુત કૃપાશંકર ઝીણાભાઇ પંડ્યાએ ઔદીચ્યબંધુઓપ્રતિ આશીર્વાદાત્મક કવિતા ગાઈ બતાવી હતી. જુઓ પરિશિષ્ટ અંક ૩.

પછી સ્વાગતમંડળના પ્રમુખ શ્રીયુત ગણપતરામ અનુપરામ ત્રવાડીએ સમાજપ્રતિ આવેલા અભિનંદનના તારો ગુજરાતી ભાષાંતર-સહિત વાંચી સંભળાવ્યા હતા, તે તારો મોકલનાર ગૃહસ્થોનાં નામો પરિશિષ્ટ અંક ૪ માં આપ્યાં છે. પછી અભિનંદનનાં પત્રો વાંચી બતાવ્યાં હતાં. તે પત્રો લખનારનાં નામોમાટે જુઓ પરિશિષ્ટ અંક ૪.

પછી પાંચમો ઠરાવ શ્રીયુત ગિરિજાશંકર કાશીરામ દ્વિવેદીની વતી શ્રીયુત જમિયતરામ નરભેરામ ત્રવાડીએ નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યો હતો:-

## ઠરાવ પાંચમો.

### સભ્યોના વર્ગો ને કર્તવ્ય.

" ગઇ કાલે મંજુર થયેલું બંધારણ રેજીસ્ટર થતાં આશરે એકાદ માસ થશે. જેમાં થનારા સભ્યોનાં નામો તે રેજીસ્ટર થયા પછી તેમાં રીતસર નોંધાશે, પરંતુ તે વખતે આપણે સૌ ભેગા ન થઈ શકીએ, તેથી એમ ઠરાવવામાં આવે છે કે સગવડતા સાચવવાખાતર હાલ જેને જેને જે જે વર્ગમાં સભાસદ થવું હોય તેવાઓએ અત્રે સભાસદ થવું, અને તે રીતસર સભાસદ થયા છે, એમ માની લઇ તેમને તેમના વર્ગપ્રમાણેના હક ભોગવવા દેવા, તથા તેમની સહીઓ અત્રે વહેંચાયેલા ફૉર્મમાં લેવી, અને ઓછામાં ઓછા સાત સભા-સદોનાં નામો ભરાવી બંધારણ રેજીસ્ટર[1] કરાવવું. "

આ ઠરાવ વંચાઈ રહ્યા પછી શ્રીયુત ગિરિજાશંકર કાશીરામ દ્વિવેદી બોલ્યા કે " જે વર્ગમાં જે ભાઇઓને સભાસદ થવું હોય તે વર્ગમાં તે છૂટથી દાખલ થઇ શકશે. ઠરાવ શું છે તે આપ જાણો છો. ઠરાવની ભાષાપર ન જોતાં ભાવપર જોવાનું છે. ભાવ એ છે કે આપણે એકત્ર થઇ, બોલીને ને મેળાવડો કરીને ગયા પછી કંઇ કરતા નથી એવું કલંક લાગ્યું છે તે દૂર કરવા શરૂઆત કરવાની છે.

આ સંસારમાં કોઇ પણ પ્રાણી આવે છે ત્યારથીજ તેને ઊર્મિ ઉત્પન્ન થાય છે કે સુખ પ્રાપ્ત કરવું. તેને દુઃખની ઇચ્છા નથી, છતાં દુઃખ અનુભવાય છે. મહાત્માઓ તે તરફ઼ ઉદાસીન રહે છે. સુખ દ્રવ્યમાં રહ્યું છે, એમ જે માનતા હોય તે ભલે માને. બ્રાહ્મણોએ પોતાનું

૧ બંધારણ રેજીસ્ટર થઈ ગયું છે, તે છપાયેથી તેની પ્રતો સભ્યોને મળશે.

સુખ ધર્મમાં માન્યું છે. અત્યારની સ્થિતિ દયાજનક છે. સેવકભાવ દીનતા ઉપજાવે છે. બ્રાહ્મણો માગે છે, દીન વદન કરે છે, તે જોઈ શકાતું નથી. આજસુધી આપણે ભિક્ષાવૃત્તિમાં વર્ત્યા હતા, પણ તેમાં અધર્મ ઓછો હતો, પણ હાલ તેમ નથી. હાલ ભિક્ષાવૃત્તિ કરવી ઠીક નથી. બ્રાહ્મણનાં છ કર્મ કહ્યાં છે તે શામાટે ? ત્રણ ધર્મપાલનમાટે, ને ત્રણ આજીવિકામાટે. અધ્યયન કરવું તે અધ્યયન કરાવવામાટે કરવું, યજ્ઞ કરવામાટે યજ્ઞ કરાવવો, ને દાન દેવામાટે દાન લેવાનું છે. તે શિવાય હાથ દગ્ધ છે. આપણા મહર્ષિઓ કહી ગયા છે તેને યથાર્થ સ્વરૂપમાં મૂકવામાટે દાન કરવું. આપણી ભાવિપ્રજાની ઉન્નતિમાટે અર્થાત્ આપણા સ્વાર્થમાટે દાન કરવાનું છે. દાનના નિયમોને અનુમોદન આપી દાનની શરૂઆત કરવી જોઇએ. તેને માટે આપણે અનુદાર નથી. નીચેના ત્રણ પ્રકારે સમાજને આપણાથી મદદ થઇ શકે તેમ છેઃ—

૧ સમાજના સભાસદ થવું, ને સમાજને દરેક પ્રસંગે યોગ્ય મદદ આપવી.
૨ વિશેષ દ્રવ્ય નિયમમુજબ આપવું.
૩ યથાશક્તિ દ્રવ્ય બક્ષીશતરીકે આપવું.

પૂજ્યપાદ મહાત્માશ્રીએ હાથમાં લીધેલા કામનો યશ હું જોઈ શકું છું. તેની સાથે ભાઇઓના હૃદયના ભાવો પણ જોઇ શકું છું. સદ્‌ભાવશિવાય ભાઇઓની બીજી ઇચ્છા નથી, તો તે સદ્‌ભાવ પ્રત્યક્ષ બતાવી આપવો જોઇએ.

મનુષ્યોના મોટા ભાગની બુદ્ધિ દ્રવ્ય એજ સર્વેશ્વર છે, એમ માને છે, પણ દ્રવ્ય અંતકાળે કોઇની સાથે ગયું નથી. જે દોલત વસ્તુતાએ આપણી નથી, આપણી પાસે રહેવાની નથી, તેના સંગ્રહમાટેજ આગ્રહ રાખવો તે અનુચિત છે. आत्मानं सततं रक्षेत्—ધનાદિનો ત્યાગ કરીને પણ આત્માનું નિરંતર રક્ષણ કરવું. પોતાના આત્માના રક્ષણમાં ધનાદિના ત્યાગની બુદ્ધિ રાખવી, માત્ર દેહના રક્ષણમાટેજ ધનના ત્યાગની બુદ્ધિ ન રાખવી.

દરેક પ્રાણીમાં આત્મા જોવો. આપણું ખરું કર્તવ્ય બ્રાહ્મણોને માટે—આપણા બંધુઓને માટે—પ્રયત્ન કરવામાં રહેલું છે. ભાવિપ્રજા પેટના દીકરાની પેઠે ગણવી જોઇએ. તેમ ગણાય, તો દ્રવ્યનો ઉપયોગ ભાઇઓમાટે થાય છે તેમ ગણી મદદ આપશો. સૂર્ય વરાળરૂપે પાણી ખેંચી વરસાદરૂપે આપણને પાછું આપે છે. આપણે સૂર્યના ઉપાસક છીએ. સૂર્ય ઉકરડાપર અને મહાત્માપર સમદૃષ્ટિથી પડે છે, એમ

આપણે સર્વે ઔદીચ્યબ્રાહ્મણોને સરખા ગણી મદદ કરવી જોઇએ, ને તે પ્રમાણે આપણે વર્તવું જોઇએ. હૃદયમાં હોય તે મુખમાં આવે છે. 'બોલે તૈસા ચાલે, ત્યાચી વંદાવી પાઉલે,' એ મહાત્મા તુકારામે કહ્યું છે તે સ્મરણમાં રાખી વર્તશો." એમ કહી તેમણે પોતાનું આ ઠરાવને લગતુ ભાષણ પૂરું કર્યું હતું.

પછી શ્રીયુત કૃપાશંકર ઝીણાભાઈ પંડયા અનુમોદન આપતાં બોલ્યા કે "આ વિષે પૂરતુ વિવેચન થયા છતાં હું બે બોલ બોલવા-માટે રજા માગું છું. હલકું કીડીજેવું પ્રાણી એકત્ર થઇ સંપ કરે છે ત્યારે ઘણું કામ કરે છે. મધમાખી અને વાનરના ટોળાનું ઉદાહરણ પણ લેવાનું છે. એકને દુ:ખ થતાં હજારો પ્રાણાર્પણ કરે છે. તેમનું અનુકરણ બ્રાહ્મણોએ કરવાનું છે. આપણી ચાર લાખ માણસની વસતિ છે, પણ તેમાં સંપ નથી. દરેક ભિક્ષુક કુટુંબ ભિક્ષાવૃત્તિની ચપટીમાંથી એકેક ચપટી અર્પણ કરે, નોકર, વ્યાપારી કે ખેડુ દરમાસે પગાર કે ઉપજમાંથી રૂપીએ એક પાઇ અર્પણ કરે, તો આપણા વિદ્યાર્થીઓને ઉત્તમ મદદ મળી શકે. મોટામાં મોટું અન્નદાન છે. અન્નથી મોટું વિદ્યાદાન. અન્ન પેટમાં હોય ત્યાંસુધીજ છે, વિદ્યા જીવિતસુધી છે, માટે આપણી જ્ઞાતિમાં વિદ્યા તથા વિદ્વાન્ વધે એમ થવું જોઇએ. આપણા વિચારો મોટા છે. જે વખતે જે સ્થાનમાં બેઠા ને ત્યાં જે ઉદારતા કરવાનું મનમાં આવે તે ત્યાં અમલમાં મૂકવી જોઇએ.

વિદ્યા ને દ્રવ્ય આપણને અજર અમર ધારી ગ્રહણ કરવાં, અને દાન કરતી વખતે '**गृहीत इव केशेषु**'–મૃત્યુએ કેશ (ચોટલી) પકડયા છે–એમ સમજી દાન કરવું. મહિને એક પાઇ અર્પણ કરવાથી પણ લાખની પાણજેવું થાય. આવા કામમાં શક્તિમંતોએ તો પોતાની શક્ત્યનુસાર દ્રવ્ય અર્પણ કરવું જોઇએ."

પછી શ્રીયુત શિવશંકર બાપાલાલ રાવળ બી. એ. એમણે નીચે પ્રમાણે વિશેષાનુમોદન આપ્યું:—

"આ વિષે હું થોડું બોલવાની રજા લઉં છું. દ્રવ્યમાટે પૂરો વિચાર કરતાં તે કંઈ સુખમય વસ્તુ નથી,–નજીવી વસ્તુ છે, ઈશ્વર-સુખની આગળ તે તલભાર પણ સુખરૂપ નથી. ઈશ્વરનાં જ્ઞાનમય સાધનો-થીજ ખરું સુખ ભોગવી શકાય છે. વિદ્યાથી આપણે જ્ઞાનસુખ પ્રાપ્ત કરીશું, ને અલભ્ય લાભની આશા રાખીશું. દ્રવ્યથી ટ્રેઝરીઓ ભરાઇ જાય તે કરતાં વિદ્યાથી ટ્રેઝરીઓ ભરાવાથીજ મનુષ્યને સુખ છે.

× શક્તિ હોય છતાં આવા કામમાં દ્રવ્ય ન અપાય તો તેનો શો સારો ઉપયોગ થશે તે સમજાતું નથી. ગૃહસ્થો ! હું વિનતિ કરું છું કે આ વર્ષાઋતુ પહેલાં તમે રૂપીઆનો વરસાદ વરસાવશો."

પછી પ્રસંગને અનુસરતી કવિતા શ્રીયુત અંબાશંકર લાલજી ઠાકર બોલ્યા હતા. વળી તેમણે કહ્યું કે "દોલત આવે છે ત્યારે છાતીપર, અને જાય છે ત્યારે કેડપર, એમ બે લાત મારે છે, માટે તેનું નામ દોલત કહેવાયું છે. વળી લોભીનું કોઈનામ પણ લેતું નથી."

તે પ્રસંગમાં વધારાતરીકે વિદ્યાર્થી હરિશંકરે થોડું વિવેચન કર્યું હતું.

પછી ઉપપ્રમુખ શ્રીયુત વિદ્યાશંકરભાઇએ જાહેર કર્યું કે "પૂજ્યપાદ મહાત્મા શ્રીઆનંદાશ્રમના માલિક પારસમણિરૂપ છે, તેમણે આપણને સ્પર્શ કર્યો છે, તેથી આપણે સુવર્ણરૂપ બની જઈશું. ગૃહસ્થો! અપૂર્વ વિજયની વધાઇ છે કે પૂજ્યપાદ મહાત્માશ્રી સમાજને રૂ. ૨૦૦૧) ની મદદ આપે છે. (તે સાંભળી હર હર મહાદેવની ગર્જના આનંદપૂર્વક થઇ. પછી સદ્‌ગુરુદેવકી જયની ગર્જના બોલાઇ.) ગૃહસ્થો! પૂજ્યપાદ મહાત્માશ્રી યોગિરાજ છે. તેમણે આપણા પર મહેરબાની કરી છે, તો આપ સૌએ પણ બ્રહ્મસમાજનો અભ્યુદય કરવામાટે પોતપોતાની ટ્રેઝરી ખુલ્લી મૂકવી જોઇએ."

પછી શ્રીયુત કૃપાશંકર ઝીણાભાઇ પંડ્યા બોલ્યા કે "ગૃહસ્થો! હું શ્રીમંત નથી, તેથી તનવડે સેવા કરવા બંધાઉં છું.× હું જણાવું છું કે જ્યાંસુધી કામ કરવાને લાયક શરીર હોય ત્યાંસુધી બે માસ ઉપદેશકતરીકે કામ કરવાનું હું માથે લઉં છું. વળી બીજું જાહેર કરું છું કે મારા જ્ઞાતિભાઇઓ મુંબઇમાં પરીક્ષા આપવા આવે, અને જેમને ત્યાં ઉતારાભોજનની સગવડ ન હોય તેમને હું મુંબઇમાં હોઉં ત્યાંસુધી ભોજનવ્યવહારની સગવડ મારા તરફથી મારે ઘેર કરી આપીશ." પછી હર હર મહાદેવનો ઘોષ થયો.

ત્યારપછી શ્રીયુત જમિયતરામ નરભેરામ ત્રવાડીએ આ સમાજના સભાસદના નીચે જણાવેલા ૮ વર્ગ બંધારણને અનુસરીને બાંધવામાં આવ્યા છે એમ કહી સંભળાવ્યું:—

"૧ લો વર્ગ–રૂ. ૧૦૦૦ ને તેથી વધારે રકમ આપનાર, ૨ જો વર્ગ–રૂ. ૫૦૦ થી ૧૦૦૦ ની અંદરની રકમ આપનાર, ૩ જો વર્ગ–રૂ. ૨૫૦ થી ૫૦૦ ની અંદરની રકમ આપનાર, ૪ થો વર્ગ–રૂ. ૧૦૦ થી ૨૫૦ ની અંદરની રકમ આપનાર, ૫ મો વર્ગ–પ્રત્યેક માસે એક રૂપીઓ વા પ્રત્યેક વર્ષે બાર રૂપીઆ આપનાર, ૬ ઠ્ઠો વર્ગ–રૂ. ૨૦ કે તેથી કાંઇક વધારે આપનાર, ૭ મો વર્ગ–પ્રતિવર્ષે રૂ. ૫ આપનાર, ને ૮ મો વર્ગ–પ્રતિવર્ષે રૂ. ૩ આપનાર. તે કરતાં જે ઓછું દ્રવ્ય આપશે તે ભેટતરીકે સ્વીકારાશે."

પછી શ્રીયુત અંબાશંકર લાલજી ઠાકરે જણાવ્યું કે "હું વિના પગારે–સ્વયંસેવકતરીકે–બે માસ ઉપદેશકતરીકે સેવા કરવાનો સ્વીકાર કરું છું."

પછી ભેટની રકમ ભરવાનાં છાપેલાં પત્રકો વહેંચવામાં આવ્યાં તેમાં રકમો ભરાઇ હતી. આ સંમેલનમાં કુલ રૂ. ૪૦૮૪–૦–૦ ની રકમો ભરાયાનું રા. રા. ઉપપ્રમુખતરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. તેની વિગતમાટે જુઓ પરિશિષ્ટ અંક ૫. તેમાંથી રૂ. ૩૪૭૬–૧૨–૦ આ વૃત્તાંત છપાતાસુધી વસુલ આવી ગયા છે, તેમાંથી રૂ. ૭૦ અમદાવાદ રા. સામાન્યમંત્રીપાસેના હિસાબમાં જમા થયા છે, ને રૂ. ૩૧૬૪–૦–૦ ભાવનગર દરબારી સેવિંગ્સબેંકમાં આ સમાજના કોશાધ્યક્ષ તથા મંત્રીના નામપર વ્યાજે મૂક્યા છે. પરજ્ઞાતિના પ્રેક્ષકોતરફથી રૂ. ૨૦૧ ને પરજ્ઞાતિની સ્ત્રીઓતરફથી રૂ. ૧૨૬ ભરાયા હતા.

નાણાં ભરતી વેળા ઘણો ઉત્સાહ ફેલાઈ રહ્યો હતો, ને ઉપરાઉપર ભરેલાં છાપેલાં પત્રકો આવવા લાગ્યાં હતાં.

પછી પ્રમુખશ્રીએ જણાવ્યું કે "ગયા સંમેલનમાં અને આ સંમેલનમાં જેમણે જેમણે જેટલું જેટલું દ્રવ્ય ભરેલું છે, ને હજી આપેલું નથી, તે ગૃહસ્થોએ દોઢ માસસુધીમાં અહિંના શિરોનામે તે મોકલી આપવા શ્રમ લેવો. દ્રવ્ય મોકલનારને તેની પહોંચ મળશે.

અહિં દ્રવ્ય મોકલવાથી દ્રવ્યનો દુરુપયોગ થવાનો વહેમ નહિ રહે, અથવા તે દ્રવ્ય મોકલનારની ઇચ્છાપ્રમાણે તે વપરાશે એવો તેમને વિશ્વાસ રહેશે. એ વર્તમાનપત્રોમાં અને ઔદીચ્યહિતેચ્છુપત્રમાં પણ તેની પહોંચ સ્વીકારવામાં આવશે.

હવે થોડા સમયમાં [1]બંધારણ રેજીસ્ટર થઈ જશે. આવેલાં ને આવશે તે સર્વ નાણાં ભાવનગર દરબારી સેવિંગ્સબેંકમાં બ્રહ્મસમાજની વતી કોશાધ્યક્ષ ને મંત્રીના નામઉપર વ્યાજે મૂકાશે. ફરીને ઉઘરાણી ન કરવી પડે, ને ધર્માદાનું પતું ન લખવું પડે, તેને માટે નાણાં ભરનારા સૌ સજ્જનો સાવધાનતા સેવશે."

પછી શ્રીયુત કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદી બી. એ. બોલ્યા કે "અહિં હાજર થયેલા પૈકી ઘણા જણાના પૈસા ભરાઇ ચૂક્યા છે. જેઓ સંમેલનમાં હાજર નથી, તેમને જણાવશો કે તેઓ યોગ્ય રકમ ભરે. રૂપીઆની સંખ્યા વધે તેમ કરો. પૈસાથીજ કામ ચાલશે. વગર પૈસે નહિ ચાલે. હવે સમાજનું બંધારણ થયું છે, તેથી નાણાંનો ખોટો ઉપયોગ નહિ થાય."

---

૧ સન ૧૮૬૦ ના ૨૧ મા ઍક્ટપ્રમાણે સરકારમાં બંધારણ રેજીસ્ટર થઇ ગયું છે.

બપોરપછીનું સમયપત્રક જણાવી દીધા પછી શ્રીયુત જમિયતરામ નરભેરામ ત્રવાડીએ પાછળના સમાજોનાં નાણાંની ઉઘરાણી કરી હતી.

પછી ભોજનનો સમય થવાથી હર હર મહાદેવના ઘોષવચ્ચે સમાજની બીજા દિવસની સવારની બેઠક પૂરી થઈ હતી.

## બીજો દિવસ—બીજી બેઠક.

પૂજ્યપાદ પ્રમુખશ્રીની સમયસર પધરામણી થયા પછી શ્રીયુત ઉપપ્રમુખે વિદ્યાવૃદ્ધિ આદિની ભેટો તથા તેનો સરવાળો સર્વેને સંભળાવી દીધાં હતાં.

પછી "ઉદીચ્ય બંધુઓ ઊઠો" એ કવિતા હારમોનિયમસાથે ગવાઇ. પશ્ચાત્ વિદ્યાર્થી હરિશંકરે બાળલગ્નનિષેધપર અને બ્રહ્મચર્ય પાળવાથી પૂર્વે ને વર્તમાનમાં મહાત્મા થયેલા છે તે પર બ્રહ્મચર્યનો મહિમા જણાવવા એક પોતાની બનાવેલી કવિતા ગાઇ બતાવી હતી. જુઓ પરિશિષ્ટ અંક ૬. એ કવિતાના છેલ્લા ભાગમાં પ્રમુખશ્રીનું વર્ણન આવેલું હોવાથી તે સાંભળી શ્રોતાઓએ હર હર મહાદેવની ગર્જનાવડે પોતાનો બહુ વર્ષ પ્રદર્શિત કર્યો હતો. તે કવિતા સાંભળી પ્રસન્ન થયેલા શ્રીયુત મણિશંકર સોમનાથ રાવળે તે કવિતા કરનાર વિદ્યાર્થી હરિશંકરને રૂ. ૨ ) નું ઇનામ આપ્યું હતું. પછી વિદ્યાર્થી હરિશંકરે જણાવ્યું કે "ભાઇઓ ! હું વિદ્યાર્થી છું, અને વિદ્યાવૃદ્ધિફંડમાં મારા સર્વે ભાઇઓ મદદ કરે છે, તે જોઇ હું ગરીબ વિદ્યાર્થી મનમાં ને મનમાં શોક કરતો હતો કે મારે તેમાં આપવાની કાંઇ સગવડ નથી. ભગવાને મારી તીવ્ર ઇચ્છા ને લાગણીને લીધે મને આ બે રૂપીઆ આપ્યા, તે હું વિદ્યાવૃદ્ધિમાટે સમાજને ભેટ કરું છું." એમ કહી તેમણે તે બે રૂપીઆ શ્રીયુત સામાન્યમંત્રીને આપ્યા.

પછી શ્રીયુત અંબાશંકર લાલજી ઠાકરે બ્રાહ્મણપણું નષ્ટ થતું જાય છે એવા ભાવની કવિતા ગાઇ બતાવી હતી.

પછી રા. રા. કૃપાશંકર ઝીણાભાઇ બોલ્યા કે "જેમ નામદાર શહેનશાહ હિંદના ચક્રવર્તી છે તેમ બ્રાહ્મણ આખી પૃથ્વીના ચક્રવર્તી છે. પાદરી, મોબેદો, મુલ્લાં એ બ્રાહ્મણના જાતિપરત્વે પર્યાય છે. બ્રાહ્મણવિના કોઇને ચાલતું નથી. આપણામાં દરેક કાર્યમાં બ્રાહ્મણની આજ્ઞાજ મુખ્ય ગણાય છે. બાળકને ઘોડીઆમાં સુવાડવું, બાળમોવાળા ઊતરાવવા, ને પરણમરણ વગેરેના કામમાં બ્રાહ્મણજ જોઇએ

છીએ. બ્રાહ્મણ ઈશ્વરનું મુખ છે. મુખને ભોજન પ્રિય છે, એટલામાટે બ્રાહ્મણને ભોજન આપવામાં આવે છે, તે યોગ્ય છે, પરંતુ ભિક્ષા માગીને લીધેલું ભોજન નેષ્ટ છે, ને દુરાગ્રહથી દાન લેવું તે અયોગ્ય છે. દુનિયાને સદ્બોધ આપવાબદલ તે લેવું એ યોગ્ય છે. એ વિના માગતાં બુદ્ધિ, કીર્તિ, કાંતિ ને લક્ષ્મી વગેરે પંચદેવ જતા રહે છે. પ્રભો! દે અને ના એ બે વચન મને આપીશ નહિ. માગવાજેવી બુરી ચીજ બીજી નથી, માટે હવે બ્રાહ્મણે ભિક્ષાવૃત્તિને તિલાંજલિ દેવી જોઇએ."

પછી શ્રીયુત **હરગોવિંદ શ્યામજી** પાઠકે પોતાના "**સમાજનું કર્તવ્યક્ષેત્ર**" એ નામના નિબંધનો સાર કહી સંભળાવ્યો, તે સાર નીચે પ્રમાણે હતોઃ—

"પૂજ્યપાદ મહાત્માશ્રી! અને અન્ય ઔદીચ્યબંધુઓ! આજનો સમય પ્રગતિનો છે, તેથી તેવા ઉન્નતિકાળમાં આપણી આખા ભારતમાં પ્રસરી રહેલી ને વિચારમાં અને બુદ્ધિપ્રાબલ્યમાં શ્રેષ્ઠ પદ ભોગવતી ઔદીચ્યજ્ઞાતિ પણ પોતાના કર્તવ્યક્ષેત્રમાં પ્રયાણ કરે, એ વાતને સોને રસવાજેવી નથીજ.

આ સર્વોત્કૃષ્ટ ભારતમાં શ્રેષ્ઠસ્થાને–વર્ણોની પ્રથમ પંક્તિએ–વિરાજી રહેલી ઔદીચ્યજ્ઞાતિ અનેક રીતે પોતાનો પ્રભાવ પ્રસારી ચૂકી છે.

ભિન્ન ભિન્ન પ્રદેશમાં વસતિ એક મોટી જ્ઞાતિ ઐક્ય શી રીતે સાધી શકે? આ પ્રશ્ન બહુ મુશ્કેલીવાળો જણાય છે, છતાં યુક્તિવાળા લાંબા કાળના પ્રયત્નથી તે ઐક્ય સાધી શકાય એમ છે, એમ જણાય છે.

આ મંડપની બહાર જે બંધુઓ છે તેમાં ત્રણ વર્ગ છે, ૧ વિદ્વાન્, ૨ સાધારણ ભણેલા, ને ૩ અભણ. એ ત્રણ વર્ગપૈકી પહેલા વર્ગમાટે આપણે કશી મુસ્કેલી વેઠવી પડે એમ નથી. મુસ્કેલી માત્ર બીજા અને ત્રીજા વર્ગમાટે છે. જ્ઞાનસંપત્તિ અને વિદ્યાસંપત્તિ બંનેમાં એ વર્ગના બંધુઓ દુર્બળ હોવાથી તેમને આગળ વધારવા સર્વ સાક્ષર બંધુઓએ પ્રયત્ન કરવાનો છે.

આપણા ગરીબ જ્ઞાતિબંધુઓનો જબરો સમૂહ પોતાની ગરીબ હાલતને લીધે પોતાનાં બુદ્ધિશાળી બાળકોને કેળવણી આપી શકતો નથી. શિક્ષકતરીકેના મારા પચીશ વર્ષના અનુભવથી મેં એવું ઘણું જોયું છે, કે ઘણાં કાબગરાં બચ્ચાંઓ દ્રવ્યની મદદવિના પોતાની મહાન્ બુદ્ધિ છતાં પોતાનું જીવનશ્રેષ્ઠત્વ હમેશને માટે ગુમાવી બેઠાં છે. જો તેઓને થોડોક આધાર મળ્યો હોત, જો તેમને સહેજ ટેકો હોત, તો તેમાંનાં કેટલાંએક આપણા આ સમાજનાં અંગભૂત થયાં હોત, તેથી આપણામાં બની શકે તેટલા ઉપાયથી કેળવણી વધારવી જોઇએ.

વળી આપણી જ્ઞાતિનાં નિરાશ્રિત બાળકોને માટે આશ્રમો સ્થાપવાની પણ અગત્ય છે.

આપણી જ્ઞાતિની નિરાધાર વિધવાઓમાટે પણ આપણે ઘણું કરવાનું છે. વિધવાઓમાટે તેમને ધર્મનું જ્ઞાન મળે, અને તે વડે તેઓ સ્ત્રીસમાજને નૈતિક રસ્તે દોરી ઉપદેશિકાઓ થઇ આપણને મદદ કરે એવો પ્રયાસ થવાની જરૂર છે.

એક કરતાં વધારે સ્ત્રીઓ કરનારા કુળવાનોની કહેવાતી સ્ત્રીઓને પાપે પેટ ભરવું પડે છે, તેનો આપણને શો ખ્યાલ હોય? એમને માટે પણ ઘટતો બંદોબસ્ત થવો જોઇએ.

ઔદીચ્યજ્ઞાતિમાં જે કવિઓ અને લેખકો થઈ ગયા, તેમના લખેલા લેખો, પુસ્તકો ને તેમનાં જીવનચરિત્રો વગેરેનો સમૂહ આપણી પાસે ક્યાં છે? આપણા જ્ઞાતિબંધુઓ જેઓ ઉપદેશકતરીકે અગર ધર્મપ્રવર્તકતરીકે કે જ્ઞાનપ્રસારકતરીકે કાર્ય કરી ગયા, તેમના જીવનવૃત્તાંતો પણ આપણી પાસે ક્યાં છે? જેઓ ચારિત્રવાન્ થઇ ગયા, તેમનાં ચરિત્રો આપણે ક્યાં જાણીએ છીએ? અને જેઓ રાજકીય બાબતમાં આગળ પડતો ભાગ લઇ મશહુર થઇ ગયા, તેમનો ઇતિહાસ પણ આપણી પાસે ક્યાં છે? એ બધું શોધીને એક પુસ્તકાલય કેંદ્રસ્થાને ઊભું કરવું જોઇએ.

આપણા જ્ઞાતિબંધુઓએ લગ્નપ્રસંગે કે અન્ય બીજે પ્રસંગે કેવી રીતે વર્તવું તે માટે સામાન્ય ધારાઓ નક્કી કરી તે બહાર પાડવા જોઇએ.

બીજી જ્ઞાતિઓની પેઠે આપણી જ્ઞાતિએ હજી જ્ઞાતિવરા ઓછા કરવાનો સવાલ હાથ ધર્યો નથી. અયોગ્ય વરા અટકાવવાની બહુ જરૂર છે.

લગ્નપ્રસંગે માંડવો નાંખતી વખતે વહેંચાતી ખારેકો વગેરે કેટલાએક રીવાજ દૂરી કરીને એને બદલે અમુક રકમ એ પ્રસંગના સ્મરણાર્થે જ્ઞાતિના ફંડમાં નાંખવા વહીવટ થાય, અને એ નિયમો પ્રકટ થઈ જ્ઞાતિમાં તેનું લ્હાણું થાય, એ હાલ બહુ જરૂરનું છે. ત્રાંસનું કે થાળીનું લ્હાણું કરવાને બદલે વિદ્યાર્થીઓમાં પુસ્તકોનું લ્હાણું કરવાનું, કે જ્ઞાતિમાં ધર્મનાં પુસ્તકોનું લ્હાણું કરવાનું, હવે બહુ જરૂરનું અને સમયને અનુસરતું છે.

આપણી જ્ઞાતિનું વસતિપત્રક થવાની પણ બહુ અગત્ય છે.

જ્યાંસુધી આપણા સમાજના વિચારો સર્વમાન્ય થશે નહિ, ત્યાંસુધી આપણે વિજયી થશું નહિ. એમ થવામાટે આપણા જ્ઞાતિબંધુઓમાં ગામેગામ ફરી, સભાજો મેળવી, આપણે કરવા ધારેલા

સુધારાઓ, અને તેના ફાયદા સમજાવી શકે એવા કાર્યદક્ષ વક્તાઓ-ઉપદેશકો-આપણે ફરતા કરીએ નહિ, ત્યાંસુધી આપણે વિજય મેળવી શકીશું નહિ. વળી આપણે પ્રાંતિકસમાજો સ્થાપી તેમને પણ તેમના કર્તવ્યમાં જોડવી જોઇએ.

આપણામાંના કેટલાક યોગ્ય જુવાનોને આપણે જાપાન, જર્મની, ઇંગ્લાંડ કે અમેરિકાજેવા દેશમાં જુદી જુદી જાતના ઉદ્યોગો શીખવામાટે સ્કૅાલરશીપો આપી મોકલવા જોઇએ, કે જેઓ આ દેશમાં આવી, નવો ઉદ્યોગ ખોલી, બીજા જ્ઞાતિભાઇઓને ધંધે લગાડી, તેમનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કરે. જે વિદ્યાર્થીઓ સ્વધર્મ પાળી પરદેશ જાય તેમના તરફ શાસ્ત્રીયદૃષ્ટિએ બની શકે તેટલી ઉદારબુદ્ધિ રાખવાની પણ અગત્ય છે.

આપણા જે જે ભાગમાં કન્યાવિક્રય ને વરવિક્રય થતા હોય ત્યાં ત્યાં યોગ્ય પ્રયત્ન કરીને તે દૂર કરવા જોઇએ.

ઐક્યવિના મોટાં કામો સિદ્ધ કરી શકાતાં નથી, માટે આપણે સૌએ નિરંતર ઐક્ય રાખી પ્રત્યેક ઉપયોગી કામ કરવું જોઇએ.

આપણી પ્રજાને શાસ્ત્રોક્ત સંસ્કાર યથાવિધિ કરાવવા જોઇએ, તેમાં પણ ઉપવીતસંસ્કાર ને લગ્ન તો વિધિવતજ થવાં જોઇએ. બહુ ઉપયોગી સંસ્કારો યથાશાસ્ત્ર થાય તે માટે સારા શુકલો તૈયાર કરવાની પણ અગત્ય છે.

વળી અનાથ ને નિર્ધન ઔદીચ્યબ્રહ્મબાળકોને ઉપવીતસંસ્કાર સમયસર ને યથાવિધિ થાય તે માટે પણ કાંઇ ગોઠવણ થવી જોઇએ.

નોકરીમાંથી નિવૃત્ત થયેલા આપણા વૃદ્ધ જ્ઞાતિબંધુઓને આપણા આગેવાનોએ વિનતિ કરીને આપણા સમાજમાં ભાગ લેતા કરી તેમને આપણા મદદગાર કરી લેવા જોઇએ. તેઓની મદદ સમાજને બહુ ઉપયોગી થઇ પડશે એમ મને જણાય છે.

દ્વિજવરો! આપણા કર્તવ્યક્ષેત્રની ઝાંખી રેખા દોરવાનો મેં પ્રયત્ન કર્યો છે. મારો આ ભાંગ્યોતૂટો પ્રયત્ન જો સમાજને કોઈ રીતે ઉપયોગી થશે તો મારાથી યત્કિંચિત્ જ્ઞાતિસેવા બજાવવાનો પ્રયત્ન થયો એમ સમજી હું સંતોષ માનીશ. આપણું ભવિષ્ય ઉજળું છે. ક્ષિતિજમાં આપણા ઉદયના સૂર્યનો અરુણ પ્રકાશ્યો છે, આપણો દરેક દિશામાં પ્રયાસ જારી રહેશે, તો આપણી વિજયદેવી આપણા પર વિજયછત્ર ધરશે! આપણા વિજયડંકા ડમ ડમ ડમ વાગશે!! અને વિજયશ્રી આપણને વિજયમાળ પહેરાવશે!!!"

પછી શ્રીયુત ઓધવજી હીરજી બધેકાએ નીચેનો ૯ મો ઠરાવ મૂક્યો હતોઃ—

## ઠરાવ ૬ ઠ્ઠો.

## વિદ્યાર્થિભવનની વ્યવસ્થા.

"क આ સમાજ ઠરાવે છે કે વિદ્યાવૃદ્ધિનો હેતુ પાર પાડવા-માટે જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં ત્યાં વિદ્યાર્થિભવન સમાજના ફંડના સાહાય્યથી ચલાવવાં, તેમજ પુસ્તકો ને સ્કૉલરશીપો વગેરેની જરૂરી મદદ આપવી, અને તે દરેકના હિસાબની તેમજ વિદ્યાભ્યાસસંબંધીની દેખરેખ રાખવામાટે જે જે કરવું જરૂરનું જણાય તે તે કરવામાટે વ્યવસ્થાપકમંડળે યોગ્ય સ્થાનિક કમીટીઓ નીમવી.

ख ઉપર મુજબની રીતસરની કમીટી નીમાય ત્યાંસુધી અમદા-વાદમાં ચાલતા વિદ્યાર્થિભવનની વ્યવસ્થા ચલાવવામાટે તેમજ અ-ત્યારસુધીના તેના હિસાબ વગેરેની તપાસ કરી તેનો ચાર્જ સંભાળ-વામાટે આ સભા શ્રીયુત બાપુજી જગન્નાથ જોશી, શ્રીયુત દામોદર-દાસ સાંકળેશ્વર રાવળ, શ્રીયુત દલસુખરામ મગનલાલ દવે, ને શ્રીયુત વિદ્યારામ દલસુખરામ જાનીની બનેલી ખાસ કમીટીને સત્તા આપે છે, અને તેમણે ઉપરોક્ત ચાર્જ સંભાળવાનો રિપોર્ટ આ સમાજના સામાન્યમંત્રીને જેમ બને તેમ જલદીથી કરવો, અને પ્રમુખશ્રીને જણાવવું.

ग આ ઠરાવની એકેક નકલ અમદાવાદના વિદ્યાર્થિભવનની કમીટીના પ્રમુખ, મંત્રી તેમજ તે ભવનના સુપરિન્ટેન્ડેન્ટને મોકલવી."

આ ઠરાવના સંબંધમાં વિશેષ વિવેચન કરતાં તેઓ બોલ્યા કે " વિદ્યાર્થિભવનના સંબંધમાં પૂજ્યપાદ પ્રમુખશ્રીએ અને સ્વાગતમંડળ-ના પ્રમુખશ્રીએ ઘણું કહ્યું છે. સુધારાનું મૂળ કેળવણી છે. આવી કેળવણી શહેરઉપરાંત ગામડામાં પણ પ્રસરવી જોઇએ. ઉંચી કેળવણી લેવાને લોભે માબાપો બાળકોને શહેરમાં મોકલે છે. ત્યાં દેખરેખ અને દાબવગર સ્વચ્છંદી થઈ બાળકો બગડે છે, અને ખર્ચ માથે પડે છે. દેખરેખ, સગવડ અને દાબવગર બાળકોથી કેળવણી લેવાતી નથી, આટલામાટે વિદ્યાર્થિભવનની અગત્ય છે. તેમાં શાળાની કેળવણી-ઉપરાંત ધાર્મિક સદ્વર્તન, નીતિ અને બ્રહ્મચર્યપાલનનું શિક્ષણ મળવું જોઇએ. ૨૦ વર્ષસુધી બ્રહ્મચર્યના પાલનથી બુદ્ધિના વિકાસસાથે શરીરની કાંતિ અને દૃઢપણું આવે છે. બ્રહ્મચર્યપાલનવગર શરીર-સંપત્તિ નબળી રહે છે, અને નબળી પ્રજા તે પ્રજાતરીકે ગણાતી નથી.×

વિદ્યાર્થિભવનમાટે પેટીઆ ચાકરજેવો નોકર નભે નહિ, તેની દેખરેખમાટે ઉત્તમ નેતાની જરૂર છે. હવે ઑનરરી સુપરિન્ટેન્ડેન્ટો ઉત્પન્ન થવા જોઇએ.

ભાવનગરમાં ખોલવામાં આવેલું, ને આપણા પૂજ્યપાદ પ્રમુખશ્રીની છાયાતળે આશ્રય પામેલું, શ્રીદક્ષિણામૂર્તિવિદ્યાર્થિભવન એક નમુનારૂપ ભવન છે. પૂજ્યપાદશ્રીના એક વિદ્વાન્ અને સહૃદય શિષ્ય મારા મિત્ર શ્રીયુત નૃસિંહપ્રસાદ કાલીદાસ ભટ્ટ એમ. એ. પ્રોફેસર શામળદાસ કૉલેજ એમના ઑનરરી સુપરિન્ટેન્ડેન્ટપણાની દેખરેખનીચે તે એક વર્ષનું થયું છે. આવાં ભવનો અનેક થાય, અને તેનો લાભ આપણા જ્ઞાતિભાઇઓ લે, તેમ વિનતિ કરું છું. મારા મિત્રોને વિનતિ કરું છું કે જેઓ ડીગ્રીવાળા છે તેઓ જ્યાં નોકરી કરતા હોય ત્યાં નોકરીઉપરાંતનો વખત તેમણે પોતાના ભાઇઓનાં જીવન સુધારવામાટે અર્પવો.

આવી સંસ્થાઓ નીભાવવામાટે મદદની જરૂર છે. દરરોજ થોડું થોડું કાઢો. પાઇ પાઇ, થોડો લોટ, કે નિત્યપ્રતિ પૈસો કાઢો. તમને વરતાશે નહિ, અને સમાજને સાહાય્ય મળશે. જેમની આવી પણ શક્તિ ન હોય તેમણે સાહાય્યમાં જાતિમહેનત કરવી જોઇએ.

મહાત્મા બુદ્ધ ત્યાગ અને સેવાનું સમર્થન કરી ગયા છે, ને આપણા પૂજ્યપાદ પ્રમુખશ્રીનું પણ એજ ઉદ્દેશે જીવન નિર્મિત છે.”

ઉપરના ઠરાવને શ્રીયુત કેશવલાલ ઓધડભાઇ જોશીએ નીચે પ્રમાણે બોલી અનુમોદન આપ્યું હતું:–“ ઓધવજીભાઇએ જે ઠરાવ આપણી સામે મૂક્યો છે તેને હું અનુમોદન આપું છું. સમાજનો હેતુ પાર પાડવામાટે આ એક અગત્યનું અંગ છે. આપણી ઉન્નતિ કરવામાટે આપણે કર્તવ્યપરાયણ થવાની જરૂર છે. કોઇ પણ સંસ્થા ચલાવનારા કર્તવ્યનો ઉંચો ખ્યાલ ધરાવનારા હોવા જોઇએ. માત્ર પ્રસિદ્ધિમાં આવવા માગતા હોય તેમનું તે કામ નથી. સાચી કેળવણીથી કર્તવ્યપરાયણતા સમજાય છે. ભાવનગર દક્ષિણામૂર્તિવિદ્યાર્થિભવનના નેતા શ્રીયુત નૃસિંહપ્રસાદ પ્રોફેસરને ધન્યવાદ ઘટે છે. બીજા સુપરિન્ટેન્ડેન્ટોએ તેમનું અનુકરણ કરવું જોઇએ.”

તેને વિશેષ અનુમોદન આપતાં શ્રીયુત મણિશંકર સોમનાથ રાવળ બોલ્યા કે “ વિદ્યાર્થિભવનની જરૂરીઆત હવે દરેકને સમજાઇ છે. વિદ્યાર્થિભવન આદર્શરૂપ હોવું જોઇએ. કામ કરનારા વિનયી અને ખરા દિલથી ધર્મ સમજીને કામ કરનારા હોવા જોઇએ.”

આ ઠરાવમાટે મત લેતાં તે સર્વાનુમતે પસાર થયો હતો.

પછી સ્વાગતમંડળના પ્રમુખ શ્રીયુત ગણપતરામભાઈ બોલ્યા કે “મારે જે પ્રસંગ વિદિત કરવાનો છે તે આનંદિત પ્રસંગ એ છે કે ભાવનગરના નામદાર મહારાજા સાહેબને ત્યાં રાજકુંવરનો જન્મ થયો છે.

( તે સાંભળી તાળીઓપર તાળીઓ પડી, ને હર હર મહાદેવનો ઘોષ થયો. ) ભાવનગરસ્ટેટની જે જે રૈયત અહિં સમાજમાં હાજર છે તેમણે આ શુભપ્રસંગનિમિત્તે ઉઘરાણું કરી રકમ એકઠી કરી છે, તે ઉઘરાણાનો ⅓ આપણા વિદ્યાર્થિભવનને, ⅓ ભાવનગર ઔદીચ્ય સીહોરસંપ્રદાયી વિદ્યોત્તેજક મંડળને, અને ⅓ ભાવનગર શ્રીદક્ષિણામૂર્તિવિદ્યાર્થિભવનને આપવા નક્કી કરેલ છે. તેમાં મેં આ શુભપ્રસંગે ભરેલા રૂપીઆ પચીશ શ્રીદક્ષિણામૂર્તિવિદ્યાર્થિભવનમાં આપવાનું જણાવી હું તે ભવનપ્રતિની મારી ઉચ્ચતર ભાવના જણાવું છું."

આ આનંદદાયક સમાચાર જાણી આ સમાજતરફથી નામદાર મહારાજાઉપર ખુશાલીનો તાર કરવામાં આવ્યો હતો. જેનું ઉત્તર ત્યાંથી નીચે પ્રમાણે આવ્યું હતું:—

**Maharaj Shri Nathuram Sharma.**

Anandashram, Bilkha.　　JUNAGADH.

Many thanks to you and delegates and Samaj, for kind congratulations.

*Maharaja, Bhavnagar.*[1]

પછી પ્રોફેસર શ્રીયુત નૃસિંહપ્રસાદ કાલીદાસ ભટ્ટ એમ. એ. બોલ્યા કે "આ ઔદીચ્યબ્રહ્મસમાજમાં બોલવાનો મને અધિકાર મળે છે તે માટે હું સમાજનો આભાર માનું છું. પરજ્ઞાતિના માટે જે સ્તુતિના શબ્દો અને મમતા આપે બતાવી છે તે માટે મારા મનપર ભાર થતો જાય છે, અને મારી ફરજ અદા કરવાનું મને સૂચન થાય છે. જે વિદ્યાર્થિભવનમાં હું જોડાયો છું તેનું માન આપણા પૂજ્યપાદ પ્રમુખશ્રીને છે. જે કાંઇ પણ થયું હોય તો તે શિખંડીને આડો રાખી બાણ મારતા અર્જુનની પેઠે મને ફક્ત આડો ધરાયો છે. બાકી કોઇ અવર્ણનીય સત્તાનો આકર્ષાયેલો હું તે વિના શું કરી શકવાનો હતો? આપે મારી સ્તુતિ કરી મને જોખમમાં નાંખ્યો છે."

પછી સુપરિન્ટેન્ડેન્ટતરીકેનો પોતાનો અનુભવ જણાવતાં તેઓ બોલ્યા કે "શ્રીદક્ષિણામૂર્તિ દેવનું સૂત્ર મૌન છે. વિદ્યાર્થિભવનનું કામ કહેવાકરતાં કરી બતાવવાનું છે. મારો અવાજ થોડું બોલવાનું કહે છે, તોપણ મારા જેવાતેવા અનુભવો આપની સામે હું મૂકું છું.

કેટલાંક નગરોમાં વિદ્યાર્થિભવન નીકળ્યાં છે. ભાવનગર, રાજ-

૧ મહારાજ શ્રીનથુરામશર્મા. આનંદાશ્રમ, બીલખા. જૂનાગઢ. આપે મોકલાવેલ પાટવીકુમારના જન્મના અભિનંદનમાટે આપનો, પ્રતિનિધિઓનો અને સમાજનો ઘણો આભારી થયો છું.

**મહારાજા, ભાવનગર.**

કોટ, અમદાવાદ અને હિંદનાં કેટલાંક નગરોમાં તે હસ્તી ધરાવે છે.

વિદ્યાર્થિભવનનો અને તે કાઢવાનો ઉદ્દેશ શો છે, તે સમજ્યા વગર વિદ્યાર્થિભવન કાઢનારપર ને વિદ્યાર્થિભવનપર ઘણા આક્ષેપો થાય છે. ખાવું, પીવું, હૃષ્ટપુષ્ટ થવું, ને અંકુશવગરના થવું એ તેનો ઉદ્દેશ નથી; અને જ્યાંસુધી ખોટે રસ્તે ચાલતાં વિદ્યાર્થિભવનો બંધ નહિ થાય ત્યાંસુધી ફળ નથી. અવ્યવસ્થિત ઘણાં વિદ્યાર્થિભવનો નષ્ટ થયા પછી સાચું વિદ્યાર્થિભવન નીકળશે. આપણામાં ગૃહશિક્ષણની ખામી છે તે દૂર થવી જોઇએ. ઘણાંખરાં માબાપોને ફરજોનું જ્ઞાન હોતું નથી. માબાપને પોતાના જીવનયુદ્ધમાં બાળકોની દરકાર કરવાનું મળતું નથી. આપણે અને સ્ત્રીઓ સારી સ્થિતિમાં કેળવાઇએ નહિ ત્યાંસુધી આપણી પ્રજાને સુધારવામાં આપણે ફત્તેહમંદ થઈ શકીએ નહિ.

સારું વિદ્યાર્થિભવન બાળકને સારા ચારિત્ર્યવાળો અને મનુષ્ય બનાવશે.

શ્રીદક્ષિણામૂર્તિનું લક્ષ્ય ભદ્રામુદ્રા છે. તે મુદ્રા જીવ અને આત્માની એકતા સૂચવે છે. વિદ્યાર્થિભવનમાં પૂર્વ અને પશ્ચિમનું ઐક્ય જ્ઞાનમાર્ગે થવું જોઈએ. એકલી ધાર્મિક કેળવણીથી નભી શકે તેમ નથી. તેની સાથે નાગરિકતરીકેની ફરજો પણ શીખવવી જોઇએ.

બાળકોને નીતિનો ઉપદેશ કરવો અને તેના હૃદયઉપર ધાર્મિક અસર કરવી એ અધ્યાપકની ફરજ છે. ધર્મ અને નીતિ શબ્દથી શીખવાય તેમ નથી. પાઠશાળાઓમાં ધાર્મિક શિક્ષણ કે નૈતિક શિક્ષણ આપવું કે કેમ એ હજી વાદગ્રસ્ત પ્રશ્ન છે. માબાપોને હું પોતાનાં બાળકોને તપાસવાની ભલામણ કરું છું. વિદ્યાર્થિભવનનો આત્મા, ને તેનું સ્થૂળશરીર એ બે જુદાં છે. મેં સોમો કે હજારમો ભાગ પણ હજી મારું કામ કર્યું નથી.

સુપરિન્ટેન્ડેન્ટ વિદ્યાર્થિભવનનો આત્મા છે, ને કોઠાર—ખાવું પીવું વગેરે—તેનું શરીર છે. આત્માનું પોષણ કરવાથી ભવન સારું થાય છે. જ્યાં જ્યાં ભવન તુટે છે ત્યાં ત્યાં આત્મા નબળો હોય છે, તેથી તેને માટે ખરચાયેલા પૈસા નકામા જાય છે.

સુપરિન્ટેન્ડેન્ટે જે કાર્ય લીધું છે તેમાં તેને સેવાબુદ્ધિ જોઇએ, ને બીજું તે કામમાં તેની શ્રદ્ધા જોઇએ. જેને કશામાં શ્રદ્ધા નથી તે કાંઈ કરી શકશે નહિ." એમ જણાવી તેમણે એક દીન માણસે શુદ્ધભાવથી પ્રભુની સેવાવડે પ્રભુની પ્રાપ્તિ કર્યાનો દાખલો આપ્યો હતો.

પશ્ચાત્ સંધ્યાવંદનાદિનો સમય થવાથી હર હર મહાદેવના ઘોષ-વચ્ચે સમાજની બીજા દિવસની બીજી બેઠક પૂરી થઈ હતી.

## ત્રીજો દિવસ—પહેલી બેઠક.

**સંવત્ ૧૯૬૮ ના જેઠસુદિ ૪ સોમવાર. તા. ૨૦–૫–૧૯૧૨.**

પ્રમુખશ્રીએ બેઠક લીધા પછી શ્રીવેદાદિનું પૂજન થઈ રહેતાં શાન્તિપાઠ ભણવામાં આવ્યો હતો.

પશ્ચાત્ શ્રીયુત ભવાનીશંકર ઇંદ્રજી શુક્લ બોલ્યા કે "અત્યારસુધી અહિં જે જે કામો થયાં છે, તે એવાં ઉત્કૃષ્ટપણે થયાં છે કે જો આવું ને આવું આગળ ચાલ્યું જશે તો આપણે મહર્ષિપદને પ્રાપ્ત થઇશું, અને તેટલામાટે લૈકિક કેળવણીસાથે ધર્મની કેળવણી પણ જોડાવી જોઇએ, કે જેથી આપણું ગુરુપણું સાચવી રખાય."

પછી સ્વાગતમંડળના પ્રમુખે આવેલા અભિનંદનાદિના બીજા તારો ને પત્રો વાંચી બતાવ્યાં હતાં. તે મોકલનાર ગૃહસ્થોનાં નામો પરિશિષ્ટ અંક ૭ માં આપ્યાં છે.

પછી ભક્તમાસિકના અધિપતિ રા. રા. જમિયતરામ લક્ષ્મીરામ પંડિતે પૂજ્યપાદ મહારાજશ્રીની છબીઓ સમાજમાં વહેંચવામાટે મોકલી હતી તે પ્રતિનિધિઓ તથા પ્રેક્ષકોને વહેંચવામાં આવી હતી. પછી રા. રા. ત્રિભુવન હરજી મહેતાએ મનને પ્રભુભજન કરવાના ઉપદેશનાં બે કીર્તન સારા રાગથી ગાઇ બતાવ્યાં હતાં.

પછી શ્રીયુત ગૌરીશંકર ગોવિંદજી બોલ્યા કે "આપણા અધિષ્ઠાતા મહાન્ સદ્ગુરુ છે તો આપણો વિજય છે. આનંદાશ્રમ કાશીજેવો છે." ઇત્યાદિ કહી તેઓ એક કવિતા બોલ્યા હતા.

પશ્ચાત્ શ્રીયુત લજ્જારામ કેશવરામ ઉપાધ્યાય એક કવિતા બોલ્યા હતા. જે પરિશિષ્ટ અંક ૮ માં મૂકી છે.

પછી સામાન્યમંત્રી શ્રીયુત દલસુખરામ મગનલાલ દવેએ જાહેર કર્યું કે "વ્યવસ્થાપકમંડળની દરખાસ્ત શ્રીયુત દયાશંકર મોતીરામ જાની મૂકશે." પછી શ્રીયુત દયાશંકર મોતીરામ જાનીએ નીચેનો ઠરાવ રજુ કર્યો હતોઃ—

### ઠરાવ ૭ મો.

### વ્યવસ્થાપકમંડળ.

"સમાજનું કાર્ય વ્યવસ્થિતરીતે ચલાવવામાટે આ સમાજ, બીજી વાર સમાજ મળતાંસુધી, નીચે લખેલા સદ્ગૃહસ્થોનું વ્યવસ્થાપકમંડળ નીમે છે, અને સમાજની તરફથી સમાજનો તમામ વહીવટ સમાજના બંધારણુની રૂઇએ કરવાની તેમને સત્તા આપે છે.

| અનુક્રમાંક. | નામ. | સ્થલ. |
|---|---|---|
| ૧ | પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામશર્મા. પ્રમુખ. | બીલખા. |
| ૨ | શ્રીયુત દામોદરદાસ સાંકળેશ્વર રાવળ. | અમદાવાદ. |

| અનુક્રમાંક. | | નામ. | સ્થલ. |
|---|---|---|---|
| ૩ | શ્રીયુત | વિદ્યાશંકર કરુણાશંકર આચાર્ય. | પાટણ. |
| ૪ | ,, | ગણપતરામ અનુપરામ ત્રવાડી. | સુરત. |
| ૫ | ,, | રણછોડલાલ અમૃતલાલ દેશાઇ. | વડોદરા. |
| ૬ | ,, | જટાશંકર હર્ષરામ ઈનામદાર. | સિદ્ધપુર. |
| ૭ | ,, | પ્રભાશંકર ગણપતરામ ત્રવાડી. | સિદ્ધપુર. |
| ૮ | ,, | કેશવલાલ ગિરધરભાઇ ત્રિવેદી. બી. એ. | અમદાવાદ. |
| ૯ | ,, | હરનારાયણ રામજી જાની. | અમદાવાદ. |
| ૧૦ | ,, | દયાશંકર મોતીરામ જાની. | વઢવાણ. |
| ૧૧ | ,, | દલસુખરામ મગનલાલ દવે. | અમદાવાદ. |
| ૧૨ | ,, | ચતુર્ભુજ માણકેશ્વર. | સાદરા. |
| ૧૩ | ,, | મણિલાલ શામળભાઇ દ્વિવેદી. એમ. એ. | નાંદોલ. |
| ૧૪ | ,, | અંબારામ કેવળરામ વકીલ. | સિદ્ધપુર. |
| ૧૫ | ,, | ઇશ્વિરલાલ દેવશંકર વ્યાસ. | વીરમગામ. |
| ૧૬ | ,, | ગિરિજાશંકર કાશીરામ દ્વિવેદી. | ભાવનગર. |
| ૧૭ | ,, | નર્મદાશંકર લાધાભાઇ રાવળ. | વાંકાનેર. |
| ૧૮ | ,, | ગોવિંદજી મૂળજી રાવળ. | ભૂંભલી. |
| ૧૯ | ,, | ઓધવજી હીરજી બધેકા. | ભાવનગર. |
| ૨૦ | ,, | બાલકૃષ્ણ બાપુજી જોશી. | બડનગર—માળવા. |
| ૨૧ | ,, | ભીમજી વૈજનાથ જોશી. | જેતપુર. |
| ૨૨ | ,, | કાળિદાસ મોતીરામ દવે. | રાજકોટ. |
| ૨૩ | ,, | નરભેરામ કાશીરામ શુક્લ. | ગોંડળ. |
| ૨૪ | ,, | મહાશંકર મયાશંકર ત્રવાડી. બી. એ. | રાજકોટ. |
| ૨૫ | ,, | મણિશંકર અંબારામ રાવળ. બી. એ. | જામનગર. |
| ૨૬ | ,, | ભાઇશંકર ધનજી દવે. | સીહોર. |
| ૨૭ | ,, | દેવશંકર રામેશ્વર પંચોળી. | ચાણસમા. |
| ૨૮ | ,, | નથુરામ લલ્લુભાઇ ભટ્ટ. | ગોઝારીઆ. |
| ૨૯ | ,, | ત્રિભુવન કૃષ્ણારામ ખેડાબેંતાળીશવાળા. | થામણા. |
| ૩૦ | ,, | નથુરામ નરભેરામ પંડ્યા. | મોરબી. |
| ૩૧ | ,, | મણિશંકર મોરારજી. | હળવદ. |
| ૩૨ | ,, | ત્રિભુવન બાલુભાઇ રાવળ. | ચુડા. |
| ૩૩ | ,, | હરિરામ ગંગારામ જોશી. | ગાંફ. |

**क** વ્યવસ્થાપકમંડળના તે સભાસદોમાંથી ૧ શ્રીયુત કાનજી જાદવજી દવે, **બીલખા**, અને ૨ શ્રીયુત દામોદરદાસ **સાંકળેશ્વર** રાવળ, અમદાવાદ એ બેને સમાજના કોશાધ્યક્ષતરીકે; તથા

**ख** ૧ શ્રીયુત **ભાઇશંકર ધનજી** દવે, **સીહોર**, અને ૨ શ્રીયુત દલસુખરામ મગનલાલ દવે, **વીરમગામ**, એ બેને સમાજના સામાન્ય-મંત્રીઓતરીકે નીમવામાં આવે છે, અને તેમને બંધારણમાં જણાવેલી સત્તા આપવામાં આવે છે.

**ग** આ સમાજનો હિસાબ બરાબર તપાસી આગામી સમાજની બેઠકપહેલાં એક મહિના અગાઉ રિપોર્ટ કરવામાટે ૧ શ્રીયુત **ઓધવજી હીરજી** બધેકા, **ભાવનગર**, અને ૨ શ્રીયુત **જમિયતરામ નરભેરામ** ત્રવાડી, **સુરત**, એ બેને સમાજના હિસાબ તપાસનારાઓતરીકે નીમવામાં આવે છે."

પછી શ્રીયુત **જમિયતરામ નરભેરામ** ત્રવાડી ઉપરના ઠરાવને અનુમોદન આપતાં બોલ્યા કે "પરમદિવસ આપ સર્વે ભાઇઓએ બંધારણનો ખરડો પાસ કર્યો છે, તેમાં ૧૫ થી ૨૦ ગૃહસ્થોનું વ્યવસ્થાપકમંડળ જણાવેલું હતું, તે વધારી હવે ૧૫ થી ૩૫ સુધીનું વ્યવસ્થાપકમંડળ રાખવામાં આવ્યું છે. તેમાં આખા **ભારતવર્ષ**ના તમામ ભાગોમાંનાં યોગ્ય નામો લેવામાં આવ્યાં છે, તો હું અંતઃકરણ-પૂર્વક મૂકેલા ઠરાવને પસાર કરવા અનુમોદન આપું છું."

પછી શ્રીયુત **દેવશંકર રામેશ્વર** પંચોળી તે ઠરાવને વિશેષાનુ-મોદન આપતાં બોલ્યા કે "આપણી જ્ઞાતિના કોઇ પણ ભાગને—સંવાને—ગેરલાભ ન મળે, અને હર્ષ થાય તેવું લાયક વ્યવસ્થાપકમંડળ ગોઠવાયું છે, માટે હું આ દરખાસ્તને વિશેષાનુમોદન આપું છું."

પછી મત લેતાં હર હર મહાદેવના ઘોષવચ્ચે આ ઠરાવ પસાર થયો હતો.

પછી શ્રીયુત **કેશવલાલ ઓધડભાઇ** જોશીએ નીચેનો ઠરાવ મૂક્યો હતોઃ—

## ઠરાવ ૮ મો.

## પ્રાંતિકસમાજ.

"પ્રતિવર્ષે ઔદીચ્યબ્રહ્મસમાજના સંમેલનવખતે જ્ઞાતિની ઉન્નતિ-માટે જે જે ઠરાવો કરવામાં આવે તેનો અમલ બરાબર થવાસારુ તથા સ્થાનિક સવાલોનું સરલતાથી નિરાકરણ કરી શકાય તે ઉદ્દેશથી જુદા જુદા વિભાગમાં પ્રાંતિકસમાજો ઉપસ્થિત કરી ત્યાં સંમેલન કરવાની તેમજ તેના કામકાજની નોંધ આ સમાજના મુખ્ય કાર્યાલયને પૂરી પાડવાની દરેક વિભાગવાળાને ભલામણ કરવામાં આવે છે.

ઉપરનો હેતુ પાર પાડવામાટે વ્યવસ્થાપકમંડળે યોગ્ય પગલાં ભરવાં."

આ મહાસમાજની મદદમાં રહીને કામ કરવામાટેનો પ્રાંતિક-સમાજો નીમવા બાબતનો ઉપરનો ઠરાવ મૂકી તેઓ બોલ્યા કે "હું

મારાં મહદ્ભાગ્ય સમજું છું કે આ વિશેષ અગત્યનો ઠરાવ મૂકવા મને ફરમાન થયું છે. ઠરાવના શબ્દો વાંચવાથી પ્રાંતિકસમાજના કાર્યનું ભાન થાય છે. સ્થાનિક સવાલોનો નિર્ણય ત્યાંજ થાય એવો આમાં હેતુ છે. આપણો ભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજ પોતાના ઉદ્દેશો પાર પાડવા સતત પ્રયત્નો કર્યા કરે તેમ થવું જોઇએ. જેઓ આ બ્રહ્મસમાજના વાર્ષિક સંમેલનમાં ભાગ લઇ શકે નહિ તેમને લાભ મળવા પ્રાંતિકસમાજો છે. મુખ્યસમાજે જે કાર્ય મુકરર કર્યું છે, તેતે અમલમાં મૂકવામાટે આવા પેટાસમાજોની આવશ્યકતા છે."

પશ્ચાત્ રા. રા. શિવશંકર બાપાલાલ રાવળ બી. એ. તે ઠરાવને અનુમોદન આપતાં બોલ્યા કે "આપણો લોકમત ઓછો કેળવાયેલો હોવાથી આ સમાજ શું કરે છે તે તેમને બતાવી આપવા યોગ્ય પ્રયત્ન કરવો જોઇએ. 'અહિં આવીને ઠરાવ મૂકનારા, અનુમોદન આપનારા, ને વિશેષાનુમોદન આપનારા પણ તે પ્રમાણે વર્તતા નથી,' આવા લોકમતને નાબુદ કરવો એ આ પ્રાંતિકસમાજોનું કામ છે. કેટલીક અગવડો દૂર થવામાટે મુખ્યસમાજને શાખાઓની જરૂર છે. પ્રાંતના બંધુઓની પ્રવૃત્તિસ્થિતિની દેખરેખ રાખવામાટે, બ્રહ્મસમાજના ઠરાવો પોતાનાં પ્રગણાઓમાં તથા ગામમાં અમલમાં લાવી શકવામાટે, અહિં નથી આવતા તેમને જ્ઞાન થવામાટે, ને આપણે કાંઇ પણ કરી શકતા નથી તે મેણું ટાળવામાટે આ મહત્ત્વનું પગલું છે."

મત લેતાં સર્વાનુમતે હર હર મહાદેવના ઘોષવચ્ચે આ ઠરાવ પસાર થયો હતો.

બ્રહ્મસમાજસમક્ષ નવમો ઠરાવ મૂકતાં શ્રીયુત કેશવલાલ ગિરધરભાઇ ત્રવાડી બી. એ. બોલ્યા કે "ભાઇઓ ! મારા હાથમાં મૂકાયેલો ઠરાવ કદાચ કેટલાકને અપ્રિય લાગશે તે આપ સર્વ બરાબર જાણો છો. હુ પણ જાણું છું, અને સ્વતંત્ર હોઉં તો તે હાથમાં ન લઉં, પરંતુ મહાત્માશ્રીની, આપ મહાશયોની, અને કાર્યભારમંડળીમાંના મારા મિત્રોની ઇચ્છાને સદા અધીન રહેવાની મારી વૃત્તિ હોવાથી આ ઠરાવને યથાશક્તિ સંતોષકારકરીતે આપની આગળ રજુ કરવાનું મારું કર્તવ્ય પ્રાપ્ત થાય છે. મારું મન આ વિષયમાં શુદ્ધ અને સત્યગ્રાહી છે, તેવુંજ આપનું મન છે, એવી માન્યતાથી આ મારું બોલવું સાંભળવાની હુ આપને તસ્દી આપું છું. આ ઠરાવ નીચે પ્રમાણે છે:—

**ઠરાવ ૯ મો.**

**પરદેશગમન.**

"આધુનિક સમયમાં વિદ્યા, હુન્નર, કળા અને વેપારાદિવડે જનસમાજની ઉન્નતિ કરવાનું પરદેશગમન પણ એક અગત્યનું સાધન

હોવાથી પરદેશગમન કરી આવનારાઓમાં જેઓએ ત્યાં ધર્મ સચવાય એવું વર્તન રાખેલું હોય તેવાને શાસ્ત્રાનુસાર પ્રાયશ્ચિત્ત કરાવી પાવન કરવાને જુદી જુદી જગાનાં સ્થાનિક જ્ઞાતિમંડળોને આ સમાજ ભલામણ કરે છે.”

“ગૃહસ્થો ! આનો અર્થ એ છે કે આપણે પરદેશગમન કરનારને, વિલાયત જનારને, હમેશને માટે પાતકી ન ગણવો, પણ શાસ્ત્રોક્તરીતે પ્રાયશ્ચિત્ત આપી, તેવાનો સ્વીકાર કરી, તેની સાથે જ્ઞાતિવહેવાર કાયમ રાખવો.

આ વિષય આજે નવો ચર્ચવાનો નથી. હજારો પ્રસંગે મારા કરતાં ઘણે દરજ્જે કુશળ અને પ્રમાણરૂપ ગણાતા પુરુષોને મોઢે આ ચર્ચા થઇ ચૂકી છે. ×

વિલાયત જવાથી નિહાલ થઈ જવાય એવું મારું કહેવું કે માનવું નથી, પરંતુ વિલાયતમાં જે વિદ્યા હુન્નર ને બુદ્ધિ ખીલવવાનાં સાધનો છે તે અત્રે નથી, માટે તેની પ્રાપ્તિ ઇચ્છનારાને માટે વિલાયત જવાની આવશ્યકતા છે, ને તે વ્યવહારપક્ષે શ્રેષ્ઠ છે. વિલાયત જવાથી વટલાવું પડતું નથી, ત્યાં જનારને માંસાહાર કરવો પડતો નથી, ને મદ્યપાન આવશ્યક નથી. મારા ઘણા સ્નેહીઓ ત્યાં જઇ આવ્યા છે તેઓએ મને આ વાત ખાસ કહેલ છે. ×

વળી ત્યાં જનારને શાસ્ત્રોક્તરીતે પ્રાયશ્ચિત્ત આપી તેનો સ્વીકાર કરવા રસ્તો નીકળેલો છે. આપણા બ્રાહ્મણોને મોટામાં મોટું પ્રમાણ જે શ્રીમચ્છંકરાચાર્ય મહારાજ તેમણે આજ્ઞા આપી છે તે પ્રમાણે બીજી શાણી જ્ઞાતિઓએ અને આપણી જ્ઞાતના પણ અમદાવાદ, પાટણ ને વઢવાણ વગેરે કેટલાંક સ્થળોના ભાઇઓએ વિલાયત જનારને પ્રાયશ્ચિત્ત આપી સ્વીકારી લીધા છે, તો આ બાબત એક સર્વમાન્ય ઠરાવ કરવાનો બાકી રહે છે કે કોઇને અનુકૂળતા હોય ને વિલાયત કે બીજા પ્રતિબંધવાળા પરદેશમાં જવું થાય તો તેમના મનને જ્ઞાતિની અયોગ્ય ભીતિ ન રહે. ×

ભાઇઓ ! આપણી ઉન્નતિના ઘણા માર્ગપૈકીનો આ માર્ગ ખુલ્લો કરવાના હેતુથી યોજેલો જે આ એક ઠરાવ છે તે તમે સૌ એકમતે પસાર કરશો, અને મારા ઉપર ઉપકાર કરશો.”

આ દરખાસ્તને શ્રીયુત નર્મદાશંકર લાધાભાઇ રાવળે અનુમોદન આપ્યું હતું, તથા શ્રીયુત મણિશંકર સોમનાથ રાવળે વિશેષાનુમોદન આપ્યું હતું.

હર હર મહાદેવના ઘોષવચ્ચે આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

પછી શ્રીયુત નર્મદાશંકર લાધાભાઈ રાવળ બોલ્યા કે "પૂજ્યપાદ પ્રમુખશ્રી! અને ભાઇઓ! આપણી જ્ઞાતિની ઉન્નતિનાં સાધનોમાં પૈસાની અગત્ય છે. પૈસાની મદદ આપણે બધા વર્ણની લેવી જોઇએ. ડેપ્યુટેશનો મોકલી જ્ઞાત્યુન્નતિમાટે આપણે ભંડોળ એકઠું કરવા રાજામહારાજાની પાસે માગણી કરવી જોઇએ, માટે હું નીચેનો ઠરાવ મૂકું છું." એમ કહી પછી તેમણે નીચેનો ઠરાવ વાંચ્યોઃ—

## ઠરાવ ૧૦ મો.

## ડેપ્યુટેશનાદિ.

"આ સમાજ એમ ઠરાવે છે કે જ્ઞાતિની ઉન્નતિને અર્થે જે જે કાર્યો કરવાનાં છે તે તે કાર્યો પરિપૂર્ણ કરવામાટે મોટા ભંડોળની આવશ્યકતા છે, તેથી જુદે જુદે સ્થળે ડેપ્યુટેશન મોકલવાની તજવીજ કરવી, અને તેવાં ડેપ્યુટેશનોએ આપણા જ્ઞાતિજનોને, રાજામહારાજાઓને, તથા સખી દિલના—ઉદારચિત્ત—ગૃહસ્થોને મળી, સમાજના ઉદ્દેશો સમજાવી, તેઓને આ સમાજને ઉદાર આશ્રય આપવા વિનતિ કરવી, અને આ કામ કરવામાટે યોગ્ય ગૃહસ્થોને તેમજ સ્વયંસેવકોને નીમી વ્યવસ્થાપકમંડળે તેની યોગ્ય ગોઠવણ કરવી, અને સદરહુ સ્વયંસેવકોની ચાંદ અગર પદવિદાનથી કદર બુઝવી."

આ દરખાસ્તને શ્રીયુત મહાશંકર મયાશંકર ત્રવાડી બી. એ. એ યોગ્ય શબ્દોમાં અનુમોદન આપ્યું હતું, અને શ્રીયુત કાનજી જાદવજી દવેએ તેને વિશેષાનુમોદન આપ્યું હતું.

આ ઠરાવ પણ સર્વાનુમતે પસાર થયો હતો.

પછી પૂજ્યપાદ પ્રમુખશ્રી બોલ્યા કે "પ્રાંતિકસમાજના જે અગ્રેસરો અહિં હાજર હોય તેઓ આ સમાજનું અને તે પ્રાંતિકસમાજનું સંઘટ્ટન થઈ કાર્યસિદ્ધિ ઊતાવળે થાય, માટે આ સમાજસાથે જોડાવાનો નિશ્ચય જણાવશો. જેઓ અહિં હાજર નથી તેમની સાથે પત્રવ્યવહારથી તે વાત નક્કી કરાશે." પછી નીચેના પ્રાંતિકસમાજોએ એ કથનનો સ્વીકાર કર્યો હતોઃ—

૧ ઝાલાવાડના ૧૭ તાલુકાતરફથી શ્રીયુત દયાશંકર મોતીરામ જાની.

૨ હુડીઆણાસમાજતરફથી શ્રીયુત મહાશંકર મયાશંકર ત્રવાડી. બી. એ.

૩ અમદાવાદ ઔદીચ્યમિત્રમંડળતરફથી શ્રીયુત શિવશંકર બાપાલાલ રાવળ. બી. એ.

૪ સીહોરસંપ્રદાયતરફથી શ્રીયુત મણિશંકર જયાનંદ ભટ્ટ. બી. એ

૫ ઢુંઢાવબ્રહ્મસમાજ ૧૧૮ ગામનો છે. તેમાં કડી, પ્રાંતિજ

તથા અમદાવાદ ને સિદ્ધપુરવચ્ચેના ભાગતરફથી શ્રીયુત દેવશંકર રામેશ્વર પંચોળી.

૬ ભરૂચની પ્રાંતિકસમાજને જાગ્રતિમાં લાવવા તેમના તરફથી શ્રીયુત હરિવલ્લભ ઉમયાશંકર. ઝાડેશ્વર.

૭ ખેડા જીલ્લાનાં ૪૨ ગામના સમૂહતરફથી શ્રીયુત ગિરિજાશંકર લજ્જારામ.

૮ જામનગર ગઢીઆ ઔદીચ્યશુભેચ્છક બંધુસમાજતરફથી શ્રીયુત શ્યામજી પીતાંબર.

૯ કરાંચી બ્રહ્મમિત્રમંડળતરફથી શ્રીયુત જટાશંકર હરિભાઇ મહેતા.

૧૦ ખરેડીસંવાતરફથી શ્રીયુત અંબાશંકર લાલજી ઠાકર.

૧૧ લાઠી સાડા ચારસેંના બ્રાહ્મમંડળતરફથી શ્રીયુત પ્રાણજીવન પ્રભુજી ભટ્ટ.

પછી શ્રીયુત ગિરિજાશંકર કાશીરામ દ્વિવેદીએ નીચેનો ઠરાવ રજુ કર્યો હતોઃ—

## ઠરાવ ૧૧ મો.

## માસિકપત્ર.

"આપણા સમાજને તેમજ જ્ઞાતિને લગતાં જરૂરી કાર્યો, ફરજો, ઉપદેશકના વૃત્તાંતો, સમાજનાં જુદાં જુદાં ફંડો, ખાતાં, વિદ્યાર્થિભવનો, અને નાણાંની વ્યવસ્થા વગેરેની હકિકત પ્રસિદ્ધ કરવામાટે તેમજ ધર્મ, નીતિ ને કર્તવ્યનું ભાન કરાવવામાટે, તથા વાચન ને સાહિત્ય વધારવાના હેતુથી એમ ઠરાવવામાં આવે છે કે આ સમાજનું એક સ્વતંત્ર માસિકપત્ર અનુકૂળતાપ્રમાણે કાઢી તે નીભાવવું. તેને માટે આપણી જ્ઞાતિને લગતાં હાલમાં નીકળતાં માસિકપત્રોમાંથી કોઇ માસિકપત્ર તેના ચલાવનારાઓતરફથી આ સમાજને સોંપી દેવામાં આવે તો તે ચલાવવું.

આ માટે જે જે કરવું ઘટે તે તે કરવા, પત્ર કાઢવા, અને તેને માટે જોઇતાં સાધનો મેળવવા વગેરે માટે સમાજના વ્યવસ્થાપકમંડળે યોગ્ય ગોઠવણ કરવી."

ઉપરનો ઠરાવ મૂકી પછી તેઓ બોલ્યા કે "બીજાં પત્રો આપણી બાબતો પોતાની મરજીમાં આવે તો લે છે. આપણું માસિકપત્ર હોય તો આપણે દરેક પ્રકારના હિસાબો વગેરે બધું તેમાં બહાર પાડી શકીએ, શાખાઓની સ્થિતિ વગેરે પણ જાહેર કરી શકીએ, ને નૈતિક વિષયો તથા સાહિત્ય પ્રકટ કરી સ્ત્રીઓ તથા બાળકો વગેરેને કેળવી શકીએ. આપણી જ્ઞાતિનાં બે ત્રણ માસિકો નીકળે છે તે

બધાં જો જ્ઞાતિને સ્વાધીન કરવામાં આવે તો આપણે આપણું ધાર્યું કામ કરી શકીએ. આપણા ભાઇઓ વાચનનો શોખ ધરાવનારા છે તે મેં મારા માસિકપત્રથી સાબીત કર્યું છે. આપણા સ્વતંત્ર માસિકપત્રથી જ્ઞાતિને ઉત્પન્નનું સાધન થશે. મારાથી હાલના મારા મંદવાડથી તે ચલાવાયું નથી. તે હું સમાજને આપી દઉં છું. બીજા ભાઇઓ પણ જો તેમ કરશે તો મોટું કાર્ય થયેલું ગણાશે."

પછી શ્રીયુત ઓધવજી હીરજી બધેકાએ આ ઠરાવને યોગ્ય શબ્દોમાં અનુમોદન આપ્યું હતું.

પછી શ્રીયુત શિવશંકર બાપાલાલ રાવળ બી. એ. એમણે વિશેષાનુમોદન આપતાં જણાવ્યું કે "હું ખુશી થઇને કહેવા માગું છું કે ઔદીચ્યહિતેચ્છુપત્ર સમાજની દેખરેખનીચે મૂકવા ને પ્રકટ કરવા જો સમાજની ઇચ્છા હશે તો તેમ કરવા અમે તૈયાર છીએ."

આ ઠરાવ પણ સર્વાનુમતે મંજુર થયો હતો.

પછી શ્રીયુત મહાશંકર મયારામ ત્રવાડી બી. એ. એમણે નીચેનો ઠરાવ મૂક્યો:—

### ઠરાવ ૧૨ મો.

### વસતિપત્રક.

"આ સમાજનો એવો મત છે કે આપણી જ્ઞાતિની આર્થિક, વ્યાવહારિક, વિદ્યાસંબંધી તથા સંખ્યાસંબંધી વગેરે વગેરે હકિકતો જાણવામાટે સમગ્ર જ્ઞાતિનું વસતિપત્રક બનાવવાની અગત્ય છે, તેથી તેને સારુ જોઇતી હકિકત મેળવવા તથા તે તૈયાર કરવા યોગ્ય ઉપાયો વ્યવસ્થાપકમંડળે લેવા."

ઠરાવ મૂકયા પછી તેઓ બોલ્યા કે "આપણી જ્ઞાતિના વસતિપત્રકની બહુ અગત્ય છે, તેથી ધંધાની ખબર પડે છે, ને અજ્ઞાન ભાઇઓને કેળવવામાટે પ્રયત્ન થઇ શકે છે. આપણી જ્ઞાતિમાં આશરે સો એક ગ્રાડ્યુએટો હશે, પણ તે કોણ, ક્યાં, શું કરે છે, તે જાણવામાં નથી. આ કામમાટે ૧ અમુક અમુક સ્થાનોમાંના જાણીતા પુરુષોને યોજવા, ૨ સ્વયંસેવકો યોજવા ને તે દ્વારા હકિકત ભેગી કરવી, ને ૩ માસિકપત્રદ્વારા વિગત મેળવવી."

પશ્ચાત્ શ્રીયુત મણિશંકર જયાનંદ ભટ્ટ બી. એ. એમણે યોગ્ય શબ્દોમાં ઉપરના ઠરાવને અનુમોદન આપ્યું હતું, ને શ્રીયુત ગિરિજાશંકર કાશીરામ દ્વિવેદીએ તેને વિશેષાનુમોદન આપ્યું હતું.

આ ઠરાવ પણ સર્વાનુમતે પસાર થયો હતો.

પછી શ્રીયુત દલસુખરામ ગોપાળજી રાવળે નીચેનો ઠરાવ મૂક્યો હતો:—

## ઠરાવ ૧૩ મો.

## વિધવાઓ તથા અનાથોને મદદ.

"આ સમાજ ઠરાવે છે કે આપણી જ્ઞાતિની નિરાધાર વિધવાઓ, અનાથો તથા અપંગોને જરૂરી શિક્ષણ આપવામાટે તથા તેમના નિર્વાહમાટે બનતી મદદ સમાજના ફંડમાંથી કરવી."

આ ઠરાવને શ્રીયુત ભવાનીશંકર ઇંદ્રજી શુક્લે યોગ્ય શબ્દોમાં અનુમોદન આપ્યું હતું, ને શ્રીયુત જટાશંકર હરિભાઇ મહેતાએ વિશેષાનુમોદન આપ્યું હતું.

પછી શ્રીયુત ગિરિજાશંકર કાશીરામ દ્વિવેદી બોલ્યા કે "૮ થી ૧૨ વર્ષસુધીનાં અનાથ અથવા અપંગ છોકરાંને મુંબઇ અનાથાલયમાં મોકલી આપવાં. ત્યાં તેમને પાળવામાં આવશે, અને વિદ્યા ભણાવવામાં આવશે. તે માબાપવગરનાં હોવાં જોઇએ, ને જ્ઞાતિના આગેવાનોએ તેમને સર્ટીફીકેટ આપવું જોઇએ."

આ ઠરાવ સર્વાનુમતે મંજુર થયો હતો.

પછી શ્રીયુત મણિશંકર અંબારામ રાવળ બી. એ. એમણે નીચેનો ઠરાવ મૂક્યો હતો:–

## ઠરાવ ૧૪ મો.

## પાછલા સમાજોના ઠરાવોને બહાલી.

"સંધ્યાવંદન આદિ અગત્યનાં નિત્યકર્મો કરવાનો પ્રચાર કરવા, અને બાળલગ્ન, કન્યાવિક્રય, ખરચાળુ નાતવરા, ફટાણાં ગાવાં, તથા રડવાકૂટવા વગેરેના જ્ઞાતિમાં ચાલતા હાનિકારક રીવાજો બંધ કરવા સમાજે આગલાં વર્ષોમાં કરેલા ઠરાવો આ સમાજ ફરીને બહાલ રાખે છે, અને આગ્રહપૂર્વક ઠરાવે છે કે જ્ઞાતિની સામાજિક ઉન્નતિમાટે તે ઠરાવો અમલમાં મૂકવા સતત પ્રયાસ કરવો, ને પ્રાંતિકસમાજોને પણ તે પ્રમાણે કરવા સૂચવવું."

ઠરાવ સંભળાવ્યા પછી તેઓ બોલ્યા કે "માણસની અજ્ઞાનવાળી સ્થિતિમાં કુટેવો પેસે છે. પછી તે કુટેવો ઘર કરી બેસે છે, એટલે છોડી શકાતી નથી. રહેતાં રહેતાં તે કુટેવો રીવાજરૂપ થઇ પડે છે. પછી જ્યારે તેને ખરો ભાસ થાય છે ત્યારે તેને ભૂલો માલમ પડે છે, અને પછી તેને તજવાનો પ્રયત્ન કરે છે. આપણે સારૂં હોય તે આચરવું જોઇએ, ને નઠારું હોય તે તજવું જોઈએ."

આ ઠરાવને શ્રીયુત ત્રિભુવનદાસ બાલુભાઇ રાવળે લાગણીવાળા શબ્દોમાં અનુમોદન આપ્યું હતું, ને શ્રીયુત દેવશંકર મનસુખરામ શુક્લે તેને યોગ્ય શબ્દોમાં વિશેષાનુમોદન આપ્યું હતું.

હર હર મહાદેવના ઘોષવચ્ચે આ ઠરાવ પસાર થયો હતો.

પછી શ્રીયુત છગનલાલ જાદવજી દવેએ નીચેનો ઠરાવ મૂક્યો હતોઃ—

### ઠરાવ ૧૫ મો.

### ઠરાવોની પ્રતો છપાવી વહેંચવાવિષે.

"આ સમાજ એવું ઠરાવે છે કે આ સમાજમાં થયેલા તમામ ઠરાવો આપણા જ્ઞાતિબંધુઓની જાણમાં મૂકવાના હેતુથી એકમત થઈ છપાવવા તજવીજ કરવી, અને હાલ તેની ૨૫૦૦૦ (પચીશ હજાર) નકલો છપાવવી, ને જુદાં જુદાં સ્થળોએ ત્યાંનાં સ્થાનિકમંડળોદ્વારા તે નકલો વહેંચાવવા વ્યવસ્થાપકમંડળે ગોઠવણ કરવી."

આ ઠરાવને શ્રીયુત જટાશંકર હરિશંકર શુક્લે અનુમોદન આપ્યું હતું, અને શ્રીયુત પ્રાણજીવન પ્રભુજી ભટ્ટે તેને વિશેષાનુમોદન આપ્યું હતું.

આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

પછી શ્રીયુત જટાશંકર કાશીરામ રાવળે નીચેનો ઠરાવ મૂક્યો હતોઃ—

### ઠરાવ ૧૬ મો.

### ઉપદેશકો રાખવાવિષે.

"આ સમાજના ઉદ્દેશો જેમ બને તેમ વિશેષ પ્રસિદ્ધિમાં મૂકવા-માટે જરૂરનું છે કે આપણી જ્ઞાતિમાંથી યોગ્ય ઉપદેશકો લાયકાતપ્રમાણે પગાર આપી યા તો સ્વયંસેવકોતરીકે જેઓ તે કામ કરવા ખુશી બતા-વતા હોય તે સદ્‌ગૃહસ્થોને વ્યવસ્થાપકમંડળે તેઓના પ્રામાણિકપણાની ખાત્રી કર્યા બાદ નીમવા ગોઠવણ કરવી એમ આ સમાજ ઠરાવે છે."

આ ઠરાવને શ્રીયુત કેશવલાલ ઓધડભાઇ જોશીએ અનુમોદન આપ્યું હતું, ને શ્રીયુત મોતીલાલ અંબારામ રાવળે તેને વિશેષાનુ-મોદન આપ્યું હતું.

હર હર મહાદેવના ઘોષવચ્ચે આ ઠરાવ પસાર થયો હતો.

પછી પૂજ્યપાદ પ્રમુખશ્રીએ સ્વયંસેવકોતરીકે કામ કરવા જેમની ખુશી હોય તેમને પોતાનાં નામો જણાવવા કહ્યું હતું. તે સાંભળી ભાઈ લક્ષ્મીશંકર નિર્ભયશંકરે એક ભજન ગાઈ જીંદગીપર્યંત સમાજ-ના સ્વયંસેવકતરીકે રહેવાનું માગી લીધું હતું.

બપોરનો સમાજનો સમય ૩॥ બજેથી શરૂ થશે એમ કહી, તથા કાર્યક્રમ સંભળાવી, ભોજનનો સમય થયેલો હોવાથી હર હર મહાદેવ ને સદ્‌ગુરુદેવકી જયના ઘોષવચ્ચે આજની પહેલી બેઠક પૂરી થઈ હતી.

## ત્રીજો દિવસ—બીજી બેઠક.

શ્રીયુત નવલરામ વલ્લભજીનું "અમે ઋષિમુનિના પુત્રો" (જુઓ પરિશિષ્ટ અંક ૯) એ કાવ્ય ગવાતું હતું, ત્યાં હર હર મહાદેવાદિના શબ્દો કરતો સમાજ ઊભો થયો, અને પ્રમુખશ્રીને નમન થયું.

પછી ભાવનગરની શામળદાસ કૉલેજના પ્રોફેસર શ્રીયુત નૃસિંહપ્રસાદ કાલીદાસ ભટ્ટ એમ. એ. એમણે ત્યાં આવેલી સન્નારીઓ તરફથી કહ્યું કે "પૂજ્ય મહાશયો! અહિં સમાજમાં ચાલતું કામ જોવા બેઠેલી સ્ત્રીઓતરફથી હું બે બોલ બોલવા ઊભો થયો છું. પરજ્ઞાતિઓની સ્ત્રીઓને મંડળના સભ્યોએ સમાજનું કામ જોવાનો તથા ભાષણો સાંભળવાનો વખત આપ્યો છે, તેથી તે સર્વ મહિલાઓતરફથી હું સમાજનો આભાર માનું છું. તે સન્નારીઓ દરખાસ્ત કરે છે કે બ્રહ્મસમાજનાં કાર્યોમાં વખત મળે ત્યારે સ્ત્રીઓનો ઉદ્ધાર કરવાના ઉપાયો યોજાવા જોઇએ. વળી આગળ ઉપર સમાજમાં સ્ત્રીઓને પણ બોલવાનો વખત મળે તેમ થવું જોઇએ. આથી અમારો ઉદ્ધાર થશે."

ત્યારપછી બોટાદની અંગ્રેજી સ્કૂલના માસ્તર શ્રીયુત વનમાળી શંકરલાલ દવેએ "કન્યાવિક્રય તથા વરવિક્રય અને તેથી સમાજપર થતી અસર" નો નિબંધ વાંચ્યો હતો. તેમાં તેમણે જણાવ્યું હતું કેઃ—"કન્યાવિક્રય ને વરવિક્રય કરી માબાપો પોતાનાં છોકરાં વેચે છે. સ્વાર્થમાં સર્વ અંધ બને છે. સ્વાર્થ અને કુલીનતાથી કન્યાવિક્રયની ઉત્પત્તિ થઈ. તેમાંથી સાટાં થવા લાગ્યાં. પછી એકઉપર બીજી થવા લાગી. આટલું જો કરો છો તો પછી ખુલ્લી હરરાજી કેમ કરતા નથી? આવાં કર્મો કરનારા અધોગતિ પામી નરકમાં જશે. હાલની બાળાઓની સ્થિતિ ઘણી દયાજનક છે. તેમનાં દુઃખ હૃદય ફાડે તેવાં છે. તેનું પાપ કન્યાવિક્રય કરનારને લાગશે." પછી કન્યાવિક્રયથી થતા ગેરફાયદા તથા તેમાંથી ઉત્પન્ન થતી ભયંકર સ્થિતિનું દિગ્દર્શન તેમણે કરાવ્યું હતું.

પછી શ્રીયુત મણિશંકર સોમનાથ રાવળે "જ્ઞાતિના સામાન્ય સવાલો અને તેમાં કરવા જોઇતા સુધારા"નો નિબંધ વાંચ્યો હતો. તેનો સાર આ પ્રમાણે છેઃ—આ પરિષદ્‌માં જ્ઞાતિસુધારણાના બહુએ પ્રશ્નો ચર્ચાવાના છે, તે પૈકી નીચેના ત્રણ મુખ્ય વિષયો વિશેષ ઉત્સાહ તથા ગંભીરતાથી ચર્ચવાની જરૂર છે, ૧ કેળવણીની પ્રગતિ, ૨ પરદેશગમનની નક્કી કરેલા નિયમોએ છૂટ, ને ૩ લગ્નોમાં ખાસ સુધારણા. ઉપરોક્ત વિષયોમાં કેળવણીની મહત્તાવિષે બે મત છેજ નહિ, તો તેને

ખીલવવા ને તેનો પ્રચાર કરવા આપણે પછાત પડવું નહિ. કેળવણી-વિના કોઇ પણ જ્ઞાતિ કે પ્રજાની ઉન્નતિ નથી. સર્વ સુધારણાનું મૂળ કેળવણીજ છે. એક વખત એવો હતો કે સમસ્ત ભારતવર્ષમાં રંકથી માંડી રાજાઓસુધીમાં આપણું વિદ્યાને લીધે સંમાન હતું. આપણે દિવ્ય બ્રહ્મવિદ્યાથી અલંકૃત હતા. આજે ગામડાં જુઓ. ત્યાં ઘણો ભાગ નિરક્ષર ને ભિક્ષુક નજરે પડશે. કેળવણી સઘળી સુધારણાનું મૂળ છે, તેટલામાટે આપણે જ્ઞાત્યુન્નતિસારુ કેળવણીની ખીલવણીના ઉપાયો યોજવા જોઇએ, ને સંસ્કૃતભાષાને વધારે ઉત્તેજન અને આશ્રય આપવાં જોઇએ.

આફ્રિકા તથા અરબસ્તાનમાં જો આપણા બંધુઓ જાય છે, તો હવે યોગ્ય શરતોએ તેમને વિલાયતમાં જવાની છૂટ પણ આપણે આપવી જોઇએ.

નાની વયના પુત્રનું કે પુત્રીનું લગ્ન કરવાથી તથા નાની વયમાં તેમને સંસાર મંડાવવાથી તેમના શરીરબળનો તથા મનોબળનો યોગ્ય વિકાસ થઇ શકતો નથી, માટે તે વિષે પણ યોગ્ય વિચાર કરી યોગ્ય નિર્ણય કરવો આવશ્યક છે.

પછી શ્રીયુત મહાશંકર ઓધવજી બોલ્યા કે " મારી જીંદગીમાં ઉત્તમ દિવસ માનતો હોઉં તો તે આજનો છે. મેઘ વરસે તેમાં આખી સૃષ્ટિને આનંદ, તેમાં હું જવાસો થાઉં તો મારું કમનસીબ. મહાત્મા-શ્રીના ચરણમાં આવ્યા પછી હું દુર્ભાગી નહિ થાઉં. ગુરુમહારાજે આપણા મંડળમાટે ૐકાર પ્રસરાવ્યો છે. તે ૐકારમય સર્વમાં પૂજ્ય-પાદ મહાત્માશ્રીમાટે રચેલી અંતર્લાપિકા હું બોલી બતાવું છું " એમ કહી તેમણે તે કવિતા ગાઈ બતાવી. તે કવિતાની ખુબી અને પૂજ્ય-પાદ પ્રમુખશ્રીતરફની તેમની ઉત્કટ શ્રદ્ધાને લીધે ઝાલાવાડના મિત્રો-તરફથી રૂ. ૨-૦-૦ અને બ્રહ્મસમાજતરફથી રૂ. ૧-૦-૦ તેમને પારિતોષિકરૂપે આપવામાં આવ્યો. તે સ્વીકારી તેમાંથી એક રૂપીઓ તેમણે વિદ્યાવૃદ્ધિફંડમાં આપ્યો.

પશ્ચાત્ શ્રીયુત શ્યામજી પીતાંબરે ગઢીઆશુભેચ્છકબંધુસમાજે કરેલાં કામોની હકિકત વાંચી સંભળાવી. તેનો સાર આ પ્રમાણે હતોઃ-જામનગર ગઢીઆશુભેચ્છક બંધુસમાજ દોઢ વર્ષથી જામનગરમાં સ્થપાયો છે, તેટલામાં તેણે સારું કામ કર્યું છે. કેળવણીનું કામ ઉપાડયું છે. વ્યાવહારિક કેળવણીનો પાયો ધાર્મિક કેળવણી છે, માટે પ્રથમ નિત્ય-કર્મ શીખવીએ છીએ. તેમાં ૩૦ વિદ્યાર્થીઓ આવે છે. સાત વિદ્યા-ર્થીઓ રાત્રે ઇંગ્લીશ શીખે છે. વળી જામનગરમાં વસતિગૃહ કરવાનો

અમારો વિચાર છે. આ બ્રહ્મસમાજને વસતિપત્રક કરવામાં અમે પૂર્ણ મદદ કરીશું.

ત્યારપછી શ્રીયુત જમિયતરામ નરભેરામ ત્રવાડી બોલ્યા કે "બંધારણ લખાઈ તૈયાર થઇ તેમાં સહીઓ થઇ ગઈ છે. તે હવે સામાન્યમંત્રીને હું સોંપું છું. તે રેજીસ્ટર કરાવી આ સમાજને દફ્તરે રાખશે. તેમાં દશ સહીઓ કરનારા છે. તેમાં ૧ પ્રમુખશ્રી, ૨ રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી, સુરત, ૩ રા. રા. કેશવલાલ ગિરધરભાઇ ત્રિવેદી, અમદાવાદ, ૪ રા. રા. દયાશંકર મોતીરામ જાની, વઢવાણ, ૫ રા. રા. વિદ્યાશંકર કરુણાશંકર આચાર્ય, પાટણ, ૬ રા. રા. નર્મદાશંકર લાધાભાઇ રાવળ, રાજકોટ, ૭ રા. રા. દામોદરદાસ સાંકળેશ્વર રાવળ, અમદાવાદ, ૮ રા. રા. ગોવિંદજી મૂળજી રાવળ, મુંબઈ, ૯ રા. રા. હરગોવિંદ અજરામર પંડ્યા, ભાવનગર, ને ૧૦ રા. રા. ગિરિજાશંકર કાશીરામ દ્વિવેદી, ભાવનગર, એમ દશ છે."

પછી શ્રીયુત ગણપતરામ અનુપરામ ત્રવાડી બોલ્યા કે "ગૃહસ્થો! જે ઠરાવ શ્રીયુત કેશવલાલભાઇના હાથમાં મૂકવામાં આવ્યો હતો, તે ઠરાવ તેઓશ્રીને રુચ્યો નહોતો, તેથી ઊલટો મારા હાથમાં જે ઠરાવ મૂકવામાં આવ્યો છે, તે મને બહુ આનંદ અને સંતોષ આપે છે. તે ઠરાવ હવે હું આપની આગળ વાંચું છું:—"

## ઠરાવ ૧૭ મો.

### સમાજમાં મદદ કરનારાઓનો આભાર.

"નીચે જણાવેલી વ્યક્તિઓએ આ સમાજના કાર્યમાં તન, મન વા ધનથી જે કિંમતી મદદ આપી છે તે માટે આ સમાજ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

**क** આ સમાજને અસ્તિત્વમાં લાવનારાઓ તેમજ તેને આજસુધી ટકાવી રાખીને તેની અભિવૃદ્ધિ કરનારાઓનો.

**ख** આ સંમેલન કરવામાટે સ્વાગતમંડળની તરફથી માગવામાં આવેલી સગવડો મહેરબાની કરી કરી આપવામાં આવી તેમાટે ૧ સંસ્થાન જૂનાગઢના મહેરબાન એડમિનિસ્ટ્રેટર સાહેબ બહાદુર મિ. એલ. રૉબર્ટસન સાહેબનો, ૨ મહેરબાન ડેવિસ સાહેબનો, ૩ હજુર આસિસ્ટંટ મહેરબાન તામ્બે સાહેબનો, ને ૪ ચીફ રેવન્યુ ઓફીસર મહેરબાન કેશવલાલ ગિરધરભાઈ ત્રિવેદીનો.

**ग** આ સંમેલનમાં ભાગ લેવા આવનારા પ્રતિનિધિઓ, પ્રેક્ષકો તેમજ સ્વયંસેવકોને ખાસ ઘટાડેલા દરની ટિકિટ આપવાની ભાવનગર

રેલ્વેએ સગવડ કરી આપી મહેરબાની બતાવી છે, તે રેલ્વેના મેહેરબાન અધિકારી સાહેબોનો.

ઘ આ સંમેલનને લગતાં ચર્ચાપત્રો, પ્રસિદ્ધિપત્રો, તેમજ વૃત્તાન્તો વિના લવાજમે પ્રકટ કરવા મુંબઈ સમાચાર, ગુજરાતી પંચ, પ્રજાબંધુ, કાઠીઆવાડ સમાચાર, કાઠીઆવાડ ટાઇમ્સ, ને ગુજરાતી વગેરે વર્તમાનપત્રો, તથા બ્રહ્મનાદ, ભક્ત, ઐાદીચ્યહિતેચ્છુ, ઐાદીચ્યપ્રભાકર, અંબિકાવિજય ને ગુર્જર બ્રાહ્મણ વગેરે માસિકોએ મહેરબાની બતાવી છે, તેના માલીકો તથા અધિપતિઓનો."

આ ઠરાવ પણ સર્વની સંમતિથી પસાર થયો હતો.

પછી તેમણે જણાવ્યું કે "જે જે પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો અહિં પધારેલા છે તેમને જે જે અગવડો અને ન્યૂનતા ભાસી હોય તે સર્વની અમારા સ્વાગતમંડળને તેઓ ક્ષમા આપશે એવી આશા છે."

પછી પોતે ગયા સંમેલનવેળા ભરેલા રૂ. ૫૦૦) આપવાના સંબંધમાં હકિકત કહી હતી, ને તેના વ્યાજમાંથી ખેડા બેંતાળીસીવાળાને પણ કાંઇ આપવાનું કહ્યું હતું.

પછી ખેડા બેંતાળીસીવાળા રા. રા. ત્રિભુવન કૃષ્ણારામે રા. રા. ગણપતરામભાઇનો અને પૂજ્યપાદ પ્રમુખશ્રીએ રૂ. ૧૦ મદદમાં આપ્યા તેમાટે તેઓનો ઉપકાર માન્યો હતો.

પછી સ્વાગતમંડળના મંત્રી શ્રીયુત ભાઇશંકર ધનજી દવે બોલ્યા કે "પૂજ્યપાદ મહાત્માશ્રી ! અને પૂજ્ય જ્ઞાતિબંધુઓ ! આ વ્યાખ્યાનસ્થાનપર પૂજ્ય સમાજસંમુખ બે વાર બોલવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો છે. એક ગયા અષ્ટમ બ્રહ્મસમાજવેળા અમદાવાદમાં અમુક પ્રસંગ પ્રાપ્ત થતાં, અને આ બીજી વખત નવમ સંમેલનમાં તે પ્રસંગની સ્મૃતિ થઈ આવતાં તેથી ઊલટા પ્રસંગનો આનંદ જાહેર કરવામાટે.x

આપણું આ સંમેલન કંઈ પણ વાંધા વિઘ્નિ કે હોંસાતુંસીવગર પસાર થયું તે પ્રભાવ આશ્રમની પવિત્ર પ્રભાનો ગણો, કે આચાર્ય શ્રીમન્નાથશર્માની દિવ્ય વિભૂતિનો ગણો. ગમે તેમ પણ આપણે આ નવમું સંમેલન આનંદસાથે નિર્વિઘ્ને પૂર્ણ કરવા તેઓશ્રીના પવિત્ર પ્રભાવથી ભાગ્યશાળી થયા છીએ. નવનો આંકડો અવિકારી છે. નવને ગમે તેટલા ગણા કરીએ તોપણ સરવાળો નવજ આવશે. આપણે પૂજ્યપાદશ્રીપ્રતિ શ્રદ્ધા રાખી એકઠા થયા, તેમના આશ્રયમાં આપણી જ્ઞાતિનું સુકાન આપ્યું, તો આ નવમ અંકિત સમાજ અવિકારીપણે પૂર્ણ થયો છે. મંત્રીતરીકે હું નિવેદન કરું છું કે આ ત્રણે દિવસનો વૃત્તાંત વિગતવાર વખતસર બહાર પાડવામાં આવશે. ગયાં સંમેલનોના

વૃત્તાંતો લખાયા છે, તેથી આ વૃત્તાંતમાં વિશેષ વિગતો લેવામાં આવશે, અને કદ પણ મોટું થશે, છતાં કિંમતમાં વધારો ન કરતાં રૂ. ૦–૨–૦ રાખવામાં આવશે. જેને લેવાની ઇચ્છા હોય તેમણે તે મૂલ્ય વ્યવસ્થાપકને ભરી પહોંચ મેળવવી, ને પોતાનું શિરનામું આપવું."

પછી શ્રીયુત જમિયતરામ નરભેરામ ત્રવાડી બોલ્યા કે "પાંચ વર્ષસુધી દર વરસે રૂ. ૨૫–૦–૦ આપવાનું ગયા સમાજમાં મેં કબુલ કર્યું છે તે પ્રમાણે બીજા વર્ષના રૂ. ૨૫–૦–૦ આ વખતે હું રજુ કરું છું."

પશ્ચાત્ શ્રીયુત મણિશંકર સોમનાથ રાવળ બોલ્યા કે "ઔદીચ્ય-જ્ઞાતિની વર્તમાન પરિસ્થિતિ, તેની અવનતિનાં કારણો, અને તેની ઉન્નતિના વ્યવહારુ ઉપાયો બતાવે એવો નિબંધ રૉયલ ૧૬ પેજી ચાર ફૉર્મ ભરાય તેવડો લખી મોકલાવે અને પૂજ્યપાદ પ્રમુખશ્રી તેને પસંદ કરે તો તેને રૂ. ૧૦૦–૦–૦ ઇનામ કરાંચીના બ્રહ્મમંડળતરફથી અપાશે. નિબંધપર સત્તા સમાજની રહેશે, અને મફત કે નજીવી કિમ્મતે તે વેચાશે."

પછી પોરબંદરવાળા લુહાણા જ્ઞાતિના ગૃહસ્થ શ્રીયુત ગોવિંદજી ડાહ્યાભાઇ વકીલે આ સંમેલનવિષે કેટલુંક વિવેચન કર્યું હતું.

## દશમા સંમેલનમાટેની માગણીઓ ને તે સુરતમાં થવાનો નિશ્ચય.

પછી શ્રીયુત હરગોવિંદ અંબારામ જાની બોલ્યા કે "સમાજ શી અસર કરે છે તે આપણે સૌ જાણીએ છીએ. આગામી સમાજને માટે જે શહેરમાટે મારે માગણી કરવાની છે, તે શહેરમાં દરેક શહેરની આગેવાન વસતિ છે. તે શહેર મુંબઈ છે. મુંબઇમાં દરેક વસતિનું કોન્ફરન્સ છે, તો આવતો સમાજ મુંબઇમાં ભરાય તે માટે હું વિનતિ કરું છું."

પછી શ્રીયુત ગણપતરામ અનુપરામ ત્રવાડી બોલ્યા કે "મુંબઈના નિમંત્રણથી મને પરમ આનંદ થાય છે, પણ મને જણાવવાનું રહે છે કે આગળના પ્રસંગથી અને હું મુંબઇનો પડોશી હોવાથી ત્યાં અનુકૂળતા આવશે નહિ એમ મને જણાય છે. ત્યાં સમુદાય એકઠો થશે કે કેમ તે પણ મને શક પડતું લાગે છે. મુંબઇમાં એક વખત સમાજ ભરાઇ ગયો છે, માટે ગુરુમહારાજ તથા બ્રહ્મસમાજ જો મારી વિનતિ સ્વીકારે તો સુરતમાટે મારી માગણી છે. નવ સમાજોમાં સુરત એકે વખત ભાગ્યશાળી થયું નથી. સુરત મધ્યમાં

આવ્યું છે, અનુકૂળતાવાળું છે, અને સુદામાના જેવી પણ સગવડ કરવા અમે તત્પર રહીશું, તો તે સ્વીકારવા વિનતિ છે.”

પશ્ચાત્ શ્રીયુત ઓધવજી હીરજી બધેકા બોલ્યા કે “હવે પછી દશમું સંમેલન ભાવનગર થાય એવી સીહોર સંપ્રદાયી બંધુવર્ગ-તરફથી અરજ કરવા મને સૂચવવાથી હું તે માટે વિનતિ કરું છું.”

પછી સામાન્યમંત્રી બોલ્યા કે “આપણે શુભ શકુન જોઇને આવ્યા છીએ. દૈવી પ્રભાવ ગણો કે અલૌકિક પ્રસંગ ગણો. એક વખત એવો હતો કે આવતા સંમેલનની કોણ માગણી કરશે એમ સંશય રહેતો હતો. અત્યારે ઉપરા ઉપરી ત્રણ માગણીઓ આવી છે, એ પૂજ્યપાદશ્રીનો પ્રતાપ છે.”

પછી શ્રીયુત દયાશંકર મોતીરામ જાની બોલ્યા કે “આપણી પાસે મુંબઈ, સુરત અને ભાવનગર એમ ત્રણ સ્થળની માગણી આવી છે. અનુકૂળ સ્થાન કયું છે તે આપને જોવાનું છે. સુરત અને ભાવનગરમાં આગળ સમાજ ભરાયો નથી, એટલે મુંબઇને બદલે આ બેમાંથીજ પસંદગી કરવી જોઇએ. ભાવનગર કાઠીઆવાડ-માં છે, અને કાઠીઆવાડમાં આ વખતે સમાજ ભરાયો છે, માટે સુરતને પસંદગી દેવી જોઇએ. વળી સુરતમાં સમાજ ભરવાથી આપણે સૌ દરેક પ્રાંતમાંથી ત્યાં જઇ શકીશું, ને સંગીન પરિણામ લાવી શકીશું, તો આપ સૌ સુરતમાટે અનુમતિ આપશો.”

પછી શ્રીયુત દેવશંકર રામેશ્વર પંચોળી બોલ્યા કે “રા. રા. દયાશંકરભાઇના મતને હું અનુમોદન આપું છું.”

પછી વિદ્યાર્થી હરિશંકરે જણાવ્યું કે “હવે અમારે મેદાનમાં પડવું છે. સુરત મેદાનમાં છે, માટે ત્યાં જવા સૌ ખુશી થશો.”

પછી હર હર મહાદેવના ઘોષવચ્ચે આગામી દશમું સંમેલન સુરતમાં થવા સૌએ સ્વીકાર કર્યો.

પશ્ચાત્ રાજકોટ કૅમ્પના એજન્સી વકીલ લુહાણા ગૃહસ્થ શ્રીયુત ગોવર્ધનદાસ લાધાભાઇએ એક છટાદાર ભાષણ કર્યું હતું. તેમાં તેમણે સંમેલનમાં ચાલેલું કામ જોઇને પોતાને પરમ સંતોષ થયાનું જણાવ્યું હતું.

## ઉપપ્રમુખનું ભાષણ.

પછી શ્રીયુત વિદ્યાશંકર કરુણાશંકર આચાર્યે જણાવ્યું કે “બંધુઓ! સંસારસુધારાનો પ્રથમ જ્ઞાતિસમાજ તે આપણા ઔદીચ્યો-નોજ છે. અલબત આપણે સૌથી પહેલાં જાગ્યા છીએ, પણ સૌથી વધુ કામ કરી શક્યા નથી, છતાં આપણે કશું કર્યું નથી એમ

ન કહેવાય. અત્યારસુધી આપણે ઠરાવ કરતા હતા, પણ હવે તો આપણે કાંઇ કારગત કામ કર્યું છે, ને ધીમે ધીમે મહાત્માશ્રીના સાહાય્યથી આપણે વધુ કારગત કામ કરી શકીશું.×

મારી ખાત્રી છે કે ઔદીચ્યો બીજી જ્ઞાતિકરતાં વધારે ઉદાર છે. અત્યારસુધી નાણાં ઓછાં ભરાયાનું કારણ એજ કે ત્યાંસુધીમાં કાંઈ સીક્યુરીટી નહોતી, નેતાઓમાં લોકોને પૂરો વિશ્વાસ નહોતો, પણ હવે તેવું કાંઇ ન હોવાથી પૈસાની ભરતી આવી જશે. આ સમાજનું ખાસ ગૌરવ એ છે કે તેમાં સન્નારીઓએ પ્રેક્ષકતરીકે હાજરી આપી છે, ને વળી દ્રવ્યદ્વારા પણ પોતાની સહાનુભૂતિ દર્શાવી છે. તેમને હું પરમ ધન્યવાદ આપું છું. રા. રા. દયાશંકર મોતીરામ જાનીએ તથા રા. રા. દલસુખરામ મગનલાલ દવેએ આ સંમેલનના કામમાં જે શ્રમ લીધો છે તે માટે હું તેમનો ઉપકાર માનું છું. વળી આ સમાજમાં પરજ્ઞાતિલાઓએ પણ ઘણો ઉત્સાહ બતાવી દ્રવ્યની મોટી રકમો બક્ષી કોથળીઓ ખુલ્લી કરી છે, તેમજ કેટલાકોએ તો જાતે મહેનત કરી આપણી સેવા પણ ઉઠાવી છે. તેમાં શ્રીયુત નૃસિંહપ્રસાદ પ્રોફેસરે તદ્દન નિરભિમાનપણે સ્વયંસેવકના સંયુક્તમુખ્યાધિકારીતરીકે આપણી સેવા કરી છે તેમને હું અતિશય ધન્યવાદ આપું છું. શ્રીયુત હરગોવિંદદાસ અજરામર પંડ્યા સ્ટેશનમાસ્તર ભાવનગર એમણે સ્વયંસેવકોના મુખ્યાધિકારીતરીકે જે કામ બજાવ્યું છે તે ખાતે તેમનો પણ હું આભાર માનું છું. સર્વ સ્વયંસેવકોએ રાતદિવસ ટાંટીયાતોડ કરી, ઉજાગરા વેઠી, આપણી સેવા કરી છે તે માટે તેમને પણ ધન્યવાદ ઘટે છે. તે સર્વ પ્રતાપ પૂજ્યપાદ મહાત્માશ્રીનો છે એમ આપણે જરૂર સમજવું. ગૃહસ્થો! આપણે સાદા ભોજનનો ઠરાવ કર્યો હતો, પણ આ વખતે આપણે મિષ્ટ ભોજન કર્યું તેમાં બાધ ન ગણવો, કારણ આ તો મહાત્માશ્રીની પ્રસાદી છે એમ જાણી તેને વધાવી લેવી જોઇએ. બંધુઓ! આ બધા હર્ષમાં દિલગીરીની વાત એ છે કે શ્રીયુત રેવાશંકર જગજીવન દવેનો નાનો આશાજનક પુત્ર દેવલોક થયો છે, તેમને દિલાસાપત્ર મોકલવું જોઇએ.

ગૃહસ્થો! છેવટે અત્રેના સ્વાગતમંડળના મંત્રી શ્રીયુત જમિયતરામે આટલા દિવસ શ્રમ ઉઠાવી આખરે સમાજના પાયારૂપ બંધારણને તૈયાર કરી ઠેઠ રેજીસ્ટર કરાવવાની સ્થિતિમાં લાવી મૂક્યું છે તે બદલ પણ આપણે સૌ તેમના અત્યંત આભારી છીએ. છેવટ આપણા પર દિલસોજી ધરાવનાર તમામનો હું ઉપકાર માનું છું."

પછી શ્રીયુત હરગોવિંદ અજરામર પંડ્યા બોલ્યા કે "સમાજ-

માં સેવા કરવા બદલ મારો ઉપકાર માનવામાં આવે છે તે વિષે મારે જણાવવું જોઇએ કે મને મદદરૂપ સ્વયંસેવકોનો મોટો આધાર હતો. વળી શ્રીયુત નૃસિંહપ્રસાદે મારા નાના ભાઇતરીકે મને પૂરી મદદ આપી છે. શરીરને કામ કરવામાં પુષ્ટ અવયવો સાહાય્ય હોય છે. મને મારા સ્વયંસેવકોદ્વારા મળેલું અભિનંદન હું તેમને આપું છું."

પછી શ્રીયુત જમિયતરામ બોલ્યા કે "હું રંક માણસનો મે. ઉપપ્રમુખસાહેબે ઉપકાર માન્યો તેથી મને ઘણી અસર થઇ છે. મારો ઉપકાર માનવાનું કશું કારણ નથી. ખરું કામ તો પૂજ્યપાદ પ્રમુખશ્રીએ બજાવ્યું છે. પ્રમુખશ્રીએ દરેક દિવસે ને કલાકે કલાક વિચાર કર્યો છે. એવો એક પણ દિવસ નહિ ગયો હોય કે જે દિવસે પૂજ્યપાદ પ્રમુખશ્રીએ આ સંબંધમાં વિચાર કર્યો નહિ હોય. તેના ફળમાં આ ખરડો મળ્યો છે, માટે પૂજ્યપાદ પ્રમુખશ્રીનો ઉપકાર સર્વેએ માનવો જોઇએ. એક વકીલતરીકે મારી ફરજ અદા કર્યા સિવાય મેં બીજું કંઈજ કર્યું નથી."

## ચાંદા ઇત્યાદિની મળેલા ખાનગી દ્રવ્યમાંથી અપાયેલી પ્રસાદી.

પછી સામાન્યમંત્રી શ્રીયુત દલસુખરામ મગનલાલ દવેને તેમણે સામાન્યમંત્રીતરીકે કરેલા સારા કામમાટે એક સુંદર મોટો સુવર્ણમય ચાંદ, શ્રીયુત હરગોવિંદ અજરામર પંડયાને સ્વયંસેવકોના મુખ્યાધિકારીનું કામ સારી રીતે કર્યું તે માટે સુવર્ણમય ચાંદ ને યોગકૌસ્તુભ, શ્રીયુત નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ એમ. એ. એમને સ્વયંસેવકોના સંયુક્ત મુખ્યાધિકારીનું કામ સારી રીતે કર્યું તે માટે સુવર્ણમય ચાંદ ને યોગકૌસ્તુભ, શ્રીયુત દયાશંકર જયશંકર વ્યાસને સ્વયંસેવકોના ઉપરિતરીકે સારું કામ કર્યું તે માટે સુવર્ણમય ચાંદ, અને રા. ગિરધરલાલ જયશંકર વ્યાસને તેમણે સ્વાગતમંડળને લગતું કેટલુંક કામ કર્યું તે માટે રાતી રેશમી કોરનો ખેસ પારિતોષિકરૂપે આપવામાં આવ્યાં હતાં.

ચાંદ લીધા પછી સામાન્યમંત્રી બોલ્યા કે "મને ચાંદ અપાયાનું જે માન મળ્યું છે તે કેવું અમૂલ્ય છે તેનું વર્ણન હું કરી શકતો નથી. મેં સેવા કરી તેમ કહેવાતું હોય તો તે મેં મારી ફરજ અદા કરી છે, તેથી વિશેષ કાંઇ કર્યું નથી. હું ઉપકાર માની બેસી જવાની રજા લઉં છું."

## પૂજ્યપાદ પ્રમુખશ્રીનો ઉપસંહાર.

"પ્રિયબંધુઓ! આ સંમેલનમાં આપણે ઘણાં અગત્યનાં ઉપ-

યોગી કામો કરી આપણો સમાજ ભવિષ્યમાં પોતાનું કામ સારી રીતે કરી શકે એવી સ્થિતિમાં તેને મૂકવાનો પ્રયત્ન કર્યો છે.×

પ્રત્યેક ધનવાન્ ને નિર્ધન બંધુઓએ આપણા આ સમાજના ઉદ્દેશને વધારે સહેલાઇથી વેળાસર ફળીભૂત કરવામાટે ધનનું શક્તિ-પ્રમાણે સાહાય્ય કરવું અગત્યનું છે. વર્ષોવર્ષ યથાશક્તિ સાહાય્ય કરવાનો તથા વ્યવહારના શુભાશુભ પ્રસંગે સાહાય્ય કરવાનો પ્રત્યેક બંધુએ યથાશક્તિ સંકલ્પ કરવો જોઇએ, તથા પોતાના સમૂહમાં તેના નિયમો બાંધવા જોઇએ, ને તેનું પહેલી તકે યથાયોગ્ય પરિપાલન કરવુંકરાવવું જોઇએ.

પ્રત્યેક ગામના ને પ્રત્યેક નગરના ઔદીચ્યબંધુઓએ ધર્મના વધારા-માટે, વિદ્યાના વધારામાટે, ને અન્ય જ્ઞાતિહિતનાં કામોમાટે સંપ રાખીને ચાલવું જોઇએ. કુસંપથી બહુ નઠારાં પરિણામ આવે છે, માટે કુસંપથી સર્વેએ ઘણામાં ઘણું દૂર રહેવું ઉચિત છે. બે એકડા સંપથી રહેવાથી (સાથે સાથે રહેવાથી) અગીઆર થાય છે, ને કુસંપથી ઉપર નીચે થઇ જાય તો માત્ર બે થાય છે, તે સ્મરણમાં રાખી સંપીને વર્તશો. જેમ ગંગાજીમાં કુસંપ ત્યજી પ્રસન્ન મને પરસ્પર શત્રુ-ભાવ રાખનારા પણ સાથે સ્નાન કરે છે, ને જેમ દેવમંદિરમાં પ્રસન્ન મને પરસ્પર શત્રુભાવ રાખનારા પણ સાથે દેવદર્શન કરે છે, તેમ પરસ્પર શત્રુભાવ હોય તો તે શત્રુભાવ સમયને માટે ભૂલી જઈ સૌએ આ બ્રહ્મસમાજમાં સાથે રહી ભાગ લેવો જોઇએ.

આપણી જ્ઞાતિમાં જ્યાં જ્યાં શક્તિઉપરાંત કારજવરા થતા હોય, બાળલગ્ન થતાં હોય, કન્યાવિક્રય કે વરવિક્રય થતો હોય, ને દુર્વ્ય-સનો સેવાતાં હોય, ત્યાં ત્યાં તે કુચાલોનો નાશ કરવા ત્યાંના બંધુ-ઓએ યથાશક્તિ પ્રયત્ન સતત કર્યા કરવો જોઇએ.

માત્ર સંમેલનમાં આવ્યા, ભેળા થયા, વાતચીતો કરી, જમ્યા, ભાષણો કર્યા વા ભાષણો સાંભળ્યાં, ને વીખરાઇ ગયા, એમ કરવામાં કાંઇ લાભ નથી. આવાં સંમેલનોવડે વર્ષોવર્ષ આપણી જ્ઞાતિની ઉન્નતિ-માં કાંઈ પણ વધારો કરવાનું આપણું મુખ્ય કર્તવ્ય છે, તેને આપણે કદીપણ નજ ભૂલવું જોઇએ. આપણે પ્રત્યેકે ઘણી સહનશીલતા ને કર્તવ્યનિષ્ઠા રાખી આપણું આ પ્રાપ્ત કર્તવ્ય કરવું જોઇએ. સ્વાગતમંડળે તથા તમે સૌ બંધુઓએ લીધેલો શ્રમ ત્યારેજ સાર્થક ગણાય કે જ્યારે તમે સૌ જ્ઞાતિસુધારણામાં કાંઇક પણ ઉપયોગી પગલું અડગપણે આગળ ભરો. 'એ ભગવાન્ એના એ' કરીને તમે વર્તમાનમાં છો ત્યાંના ત્યાંજ ઠરીને બેસી રહો, ને જ્ઞાતની કાંઇ પણ સુધારણા ન

કરી શકો, તો આવાં સંમેલનોમાં બંને પક્ષનો શારીરિક ને આર્થિક વ્યય નકામોજ થાય છે એમ તટસ્થ સજ્જનોને કહેવું પડે, જે આપણા-માટે શરમાવાજેવુંજ ગણાય.

જેઓ આપણાથી જ્ઞાન ને વિદ્યામાં ચઢીઆતા હોય તેમની સાથે આપણે વિનયથી વર્તવું જોઇએ, જેઓ જ્ઞાન ને વિદ્યામાં આપણા-જેવા હોય તેમની સાથે આપણે પ્રેમથી વર્તવું જોઇએ, ને જેઓ જ્ઞાનાદિમાં આપણાથી ઊતરતી સ્થિતિવાળા હોય તેમના ઉપર આપણે દયા રાખવી જોઇએ. આમ વર્તશું તો આપણે નિર્વિઘ્નપણે કાંઇક પણ આગળ વધી શકીશું.

બંધુઓ! આ સમાજનું આવતું સંમેલન થાય ત્યાંસુધી તમે સૌ પોતપોતાની વ્યાવહારિકપારમાર્થિક ઉન્નતિમાટે તથા જ્ઞાતિજનોની વ્યાવહારિકપારમાર્થિક ઉન્નતિમાટે શુદ્ધભાવ ને ઐક્ય રાખી યથાશક્તિ પ્રયત્ન કરતા રહેશો.

આ બ્રહ્મસમાજના આવતા દશમા સંમેલનવેળા બહુધા નીચેના વિષયોપર યોગ્ય ઉહાપોહ થઇ યોગ્ય નિર્ણય થવા સંભવ છેઃ-

૧ પ્રત્યેક ઔદીચ્ય બ્રાહ્મણ પોતપોતાનાં પુત્ર કે પુત્રીને ન્યૂનમાં ન્યૂન ઉપયોગપૂરતું ધર્મ ને વિદ્યાનું શિક્ષણ આપે એવી વ્યવસ્થા કેવા ઉપાયોથી થઈ શકે એમ છે?

૨ સર્વ ઔદીચ્યોના આચારમાં ઉપયોગપૂરતો સુધારો થઇ ભોજનવ્યવહાર ને કન્યાવ્યવહારનો વિસ્તાર કયાંસુધી થઈ શકવા સંભવ છે? તથા પંક્તિવ્યવહારમાં જે નકામો કલેશ હોય તે શી રીતે દૂર થઇ શકે એમ છે?

૩ કન્યા ને વરનાં લગ્ન આશરે કેટલે વર્ષે કરવાં ઉચિત છે કે જેથી શાસ્ત્ર તથા વ્યવહારમાં પ્રતિકૂળતા ન આવે?

૪ પુરુષે કેટલા વર્ષનું વય થયા પછી લગ્ન ન કરવું?

૫ મરનારની પછવાડે ઉત્તરક્રિયામાં શાસ્ત્ર ને વ્યવહારની રીતે કેટલો વ્યય કરવો આવશ્યક છે?

૬ આપણી જ્ઞાતિમાં દુર્વ્યસનો સેવનારને સુધારવા કયા કયા ઉપાયો લેવા ઉચિત છે?

૭ કોઈ પણ ઔદીચ્ય ગૃહસ્થ અસાધારણ પ્રયોજનવિના એક સ્ત્રી છતાં બીજી સ્ત્રી ન કરે એવી વ્યવસ્થા કેવી રીતે થઈ શકે એમ છે?

## પ્રમુખશ્રીનો ઉપકાર.

પછી શ્રીયુત ગિરધરલાલ કેશવલાલ ત્રવાડી બી. એ. બોલ્યા

કે "આપણે નિત્યવ્યવહારમાટે પ્રભુનો ઉપકાર માનવો જોઇએ, તે રીતે ગુરુશ્રીનો ઉપકાર માનવો જોઇએ.× તેમનાં વચનનું શ્રવણ કરીને અનુકરણ કરશો તો તે અરીસો છે. આપણે શું? આગલા સમાજો શા? અને આ સમાજ આવી શાન્તિમાં પ્રસાર થયો તે શું? મતભેદવગર, કોઇની વિરુદ્ધતાવગર, આપણું કામ તેઓશ્રીની છાયાતળે પ્રસાર થયું છે, માટે મેરુપાસે તરણાજેટલો ઉપકાર માનવાબરોબર છે. જે કાંઇ કહેવાયું છે તે કર્તવ્યમાં લાવશો તો એજ ઉપકાર માન્યો ગણાશે. વાસ્તવિક ઉપકાર માનવામાં એમના પ્રભાવઆગળ આપણે અશક્ત છીએ."

પછી શ્રીયુત ગિરિજાશંકરભાઇ બોલ્યા કે "શ્રીયુત કેશવલાલભાઇએ ઘટે તેવી રીતે ઠરાવ રજુ કર્યો છે. આભાર તે અનન્ય પ્રેમ ને કર્તવ્યનિષ્ઠા એ બે વૃત્તિથી ઉત્પન્ન થાય છે. આપણે પ્રેમથી ભેગા થયા છીએ, તેથી બધું સારુંજ દેખીએ છીએ. કર્તવ્યબુદ્ધિથી આભાર માનવો જોઇએ તે આભાર છે. વાણીથી આભાર માનવો તે કરતાં કર્તવ્ય કરીને, ઉપદેશ અમલમાં મૂકીને, દેહાન્તસુધી કર્તવ્ય કરવાની ભાવના રાખીને, ઉપકાર માનશું તો તે ખરો ઉપકાર માન્યો ગણાશે."

પછી શ્રીયુત ગણપતરામભાઈ બોલ્યા કે "શબ્દોમાં ઘણું કહેવાય, પણ બદલો વાળી શકીએજ નહિ. આપ સૌ રજા આપો તો આભારમાં હું આ પુષ્પમાળા અર્પણ કરું છું." તે સાંભળી હર હર મહાદેવની ગર્જના થઈ.

પછી શ્રીયુત અંબાશંકર લાલજી ઠાકર બોલ્યા કે "સ્વયંસેવકોતરફથી મને બોલવાનું ફરમાન થયું છે કે અમે અજ્ઞાની છીએ, બાળકો છીએ, અમારા કર્તવ્યમાં કાંઈ ન્યૂનતા રહી હોય તો તેની તમારે માફી બક્ષવી જોઇએ. આવું કહેવાને માટે હું આ કવિતાદ્વારા તેમની વતી માફી માગું છું," એમ કહી તેવા ભાવની એક કવિતા તેમણે ગાઈ બતાવી હતી.

પછી પરમકૃપાળુ પ્રમુખશ્રી બોલ્યા કે "આ સંમેલનનું કામ પૂર્ણ થયું છે. જે ઠરાવો થયા છે તે બદ્ધપરિકર થઇ ઉત્સાહથી પાળવા સૌ કર્તવ્યનિષ્ટ રહેશો." એવાં વચનો બોલી પ્રમુખસ્થાનથી ઉઠતાં હર હર મહાદેવ અને સદ્ગુરુદેવકી જયના ઘોષ ઉપરાચાપરી થતાસાથે સમાજ વિસર્જન થયો હતો.

રાત્રે કન્યાવિક્રયનિષેધઉપર શ્રીયુત કૃપાશંકર ઝીણાભાઇ પંડયાએ સભામંડપમાં વ્યાખ્યાન કર્યું હતું.



પરિશિષ્ટ અંક ૧.

## અનુમતિપત્રના ક્રમપ્રમાણે પ્રતિનિધિઓની નામાવલિ.

| | નામ. | ગામ. |
|---|---|---|
| ૧ | રા. રા. મોતીલાલ અંબારામ રાવળ. | લખતર. |
| ૨ | રા. રા. જગજીવન પ્રેમજી ભટ્ટ. | ભેંસાણુ. |
| ૩ | રા. રા. કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદી. | જૂનાગઢ. |
| ૪ | રા. રા. ગોપીનાથ વૈજનાથ યાજ્ઞિક. | જૂનાગઢ. |
| ૫ | રા. રા. વિઠ્ઠલજી ડોસાભાઇ મહેતા. | પ્રાચી. |
| ૬ | રા. રા. કાનજી જાદવજી દવે. | બીલખા. |
| ૭ | રા. રા. ભાણજી મૂળજી વ્યાસ. | રાજકોટ. |
| ૮ | રા. રા. નર્મદાશંકર લાધાભાઇ રાવળ. | રાજકોટ. |
| ૯ | રા. રા. ત્ર્યંબકલાલ ત્રિભુવન વ્યાસ. | રાજકોટ. |
| ૧૦ | રા. રા. કાળીદાસ મોતીરામ દવે. | રાજકોટ. |
| ૧૧ | રા. રા. મોહનલાલ ભલુશંકર વ્યાસ. | રાજકોટ. |
| ૧૨ | રા. રા. ભવાનીશંકર ઇંદ્રજી શુકલ. | રાજકોટ. |
| ૧૩ | રા. રા. મહાશંકર મયાશંકર ત્રવાડી. | રાજકોટ. |
| ૧૪ | રા. રા. મહાશંકર છગનલાલ રાવળ. | ભાવનગર. |
| ૧૫ | રા. રા. હરિલાલ છગનલાલ રાવળ. | ભાવનગર. |
| ૧૬ | રા. રા. ચુનીલાલ મહાશંકર રાવળ. | ભાવનગર. |
| ૧૭ | રા. રા. પ્રાણજીવન જગન્નાથ. | ભાવનગર. |
| ૧૮ | રા. રા. વિઠ્ઠલદાસ જેઠાભાઇ. | ભાવનગર. |
| ૧૯ | રા. રા. પ્રભુલાલ રેવાશંકર રાવળ. | વીશળહડમતીઆ. |
| ૨૦ | રા. રા. મણિશંકર મહાશંકર ઉપાધ્યાય. | જૂનાગઢ. |
| ૨૧ | રા. રા. નાગરદાસ લાધારામ ભટ્ટ. | જૂનાગઢ. |
| ૨૨ | રા. રા. હરગોવિંદ સ્યામજી પાઠક. | ચલાળા. |
| ૨૩ | રા. રા. કરશનજી જીવરામ આચાર્ય. | ચુડા. |
| ૨૪ | રા. રા. દેવશંકર સ્યામજી રાવળ. | મુંબઈ. |
| ૨૫ | રા. રા. મણિશંકર સોમનાથ રાવળ. | કરાંચી. |
| ૨૬ | રા. રા. જટાશંકર હરિભાઇ મહેતા. | કરાંચી. |
| ૨૭ | રા. રા. રેવાશંકર સુંદરજી પંડયા. | કણુઝા. |
| ૨૮ | રા. રા. દેવનંદ ધનજી શુકલ. | પોરબંદર. |
| ૨૯ | રા. રા. મણિશંકર અંબારામ રાવળ. | જામનગર. |
| ૩૦ | રા. રા. પોપટ વેલજી દવે. | જામનગર. |
| ૩૧ | રા. રા. પ્રભુરામ શંકર. | જામનગર. |
| ૩૨ | રા. રા. શંકરલાલ કાશીરામ ભટ્ટ. | જામનગર. |
| ૩૩ | રા. રા. સ્યામજી પીતાંબર ભટ્ટ. | જામનગર. |
| ૩૪ | રા. રા. હરિલાલ બહેચર વ્યાસ. | સૂત્રાપાડા. |
| ૩૫ | રા. રા. દામોદર લીલાધર ઠાકર. | દડવી. |

| | | |
|---|---|---|
| ૩૬ | રા. રા. કાળીદાસ ધનજી વ્યાસ. | મજેવડી. |
| ૩૭ | રા. રા. ઓધવડલાલ ગોપાળજી રાવળ. | લીલાપુર. |
| ૩૮ | રા. રા. મગનલાલ વિદ્યારામ શુકલ. | વઢવાણશહેર. |
| ૩૯ | રા. રા. પ્રાણજીવન પ્રભુજી ભટ્ટ. | લાડી. |
| ૪૦ | રા. રા. નથુરામ લલ્લુરામ ભટ્ટ. | ગોઝારીઆ. |
| ૪૧ | રા. રા. કેશવજી મોરારજી ભટ્ટ. | ચલાળા. |
| ૪૨ | રા. રા. દામજી રામજી ભટ્ટ. | ગરમલી. |
| ૪૩ | રા. રા. કેશવલાલ ઓઘડભાઇ જોશી. | કુંતિયાણા. |
| ૪૪ | રા. રા. મયારામ જીવાભાઇ ભટ્ટ. | કુંતિયાણા. |
| ૪૫ | રા. રા. ગૌરીશંકર કેશવલાલ દવે. | ભાવનગર. |
| ૪૬ | રા. રા. ગૌરીશંકર કેશવલાલ દવે. | ભાવનગર. |
| ૪૭ | રા. રા. વનમાળી શંકરલાલ દવે. | ભાવનગર. |
| ૪૮ | રા. રા. નરભેરામ હરજીવન ભટ્ટ. | ત્રાપજ. |
| ૪૯ | રા. રા. કાળુભાઇ રાજારામ રાવળ. | ખંડોસણ. |
| ૫૦ | રા. રા. વિદ્યાશંકર કરુણાશંકર આચાર્ય. | પાટણ. |
| ૫૧ | રા. રા. લજ્જારામ કેશવરામ ઉપાધ્યાય. | પાટણ. |
| ૫૨ | રા. રા. હીરાલાલ બાળગોવિંદ વ્યાસ. | અમદાવાદ. |
| ૫૩ | રા. રા. ત્રિભુવન હરજીવન ત્રવાડી. | વાંકીઆ. |
| ૫૪ | રા. રા. મણિશંકર રેવાશંકર ભટ્ટ. | જૂનાગઢ. |
| ૫૫ | રા. રા. હરગોવિંદ અંબારામ જાની. | મુંબઈ. |
| ૫૬ | રા. રા. પીતાંબર દુર્લભરામ ભટ્ટ. | ધોરાજી. |
| ૫૭ | રા. રા. અંબાશંકર લાલજી ઠાકર. | સાતોદડ. |
| ૫૮ | રા. રા. ભાઇશંકર કેવળરામ પંચોળી. | ખેરવા. |
| ૫૯ | રા. રા. ગોવિંદજી મૂળજી રાવળ. | ભૂંભલી. |
| ૬૦ | રા. રા. જમિયતરામ નરભેરામ ત્રવાડી. | સુરત. |
| ૬૧ | રા. રા. વિદ્યારામ દલસુખરામ જાની. | અમદાવાદ. |
| ૬૨ | રા. રા. દામોદરદાસ સાંકળેશ્વર રાવળ. | અમદાવાદ. |
| ૬૩ | રા. રા. દલસુખરામ મગનલાલ દવે. | વીરમગામ. |
| ૬૪ | રા. રા. દયાશંકર મોતીરામ જાની. | વઢવાણશહેર. |
| ૬૫ | રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી. | સુરત. |
| ૬૬ | રા રા. કૃપાશંકર ઝીણાભાઈ પંડયા. | મુંબઈ. |
| ૬૭ | રા. રા. ભાઇશંકર ધનજી દવે. | ખંભાળીઆ. |
| ૬૮ | રા. રા. જીભાઇ હરજીવન ત્રવાડી. | રાંઢીઆ. |
| ૬૯ | રા. રા. કરુણાશંકર કાળીદાસ દવે. | દૂધરેજ. |
| ૭૦ | રા. રા. વજેશંકર આદિત્યરામ દવે. | વીરમગામ. |
| ૭૧ | રા. રા રણછોડલાલ મોતીરામ જાની. | પ્રાંતીજ. |
| ૭૨ | રા. રા. મણિશંકર જયાનંદ ભટ્ટ. | ભાવનગર. |
| ૭૩ | રા. રા. કાળીદાસ ગિરધર જોશી. | જેતપુર. |

